

सत्य ॐ अहिंसा

॥ श्री जिनेन्द्राय नमः ॥

# 'શ્રી રત્ન-સાગર'

બાળ બ્રહ્મચારિણી પ્રવર્તિની મહાસતીજી શ્રી શારદાબાઈ
પ્રેરિત
ચાતુર્માસ-શ્રી શ્વે. સ્થાનકવાસી જૈન ધર્મસ્થાનક, સગરામપુરા,
વિ. સં. ૨૦૦૭ —સૂરત—



सर्व मंगल मांगल्यम् ।
सर्व कल्याण-कारणम् ॥
प्रधानं सर्व-धर्माणाम् ।
जैनं जयति शासनम् ॥

પ્રકાશક:—
શ્રી શ્વે. સ્થાનકવાસી જૈન સંઘ, સૂરત તરફથી
**નરોતમદાસ શીવલાલ શાહ**
સગરામપુરા, ખાંગડશેરી, સૂરત.

પડતર કિંમત: રૂા. ૧-૪-૦ | પહેલી આવૃત્તિ: પ્રત ૧૦૦૦ | વેચાણ કિંમત: રૂા. ૧-૨-૦

**સર્વથા સૌ સુખી થાઓ,**
**સમતા સૌ સમાચરો;**
**સર્વત્ર દીવ્યતા વ્યાપો,**
**સર્વત્ર શાંતિ વિસ્તરો.**

વીર સંવત: ૨૪૭૮. | વિક્રમ સંવત: ૨૦૦૮. | ઇસ્વીસન: ૧૯૫૨.

ૐ

શાંતિ: ! શાંતિ: ! ! શાંતિ: ! ! !



મુદ્રક:—
મૂલચંદ કસનદાસ કાપડિયા
"જૈન વિજય" પ્રી. પ્રેસ, ગાંધીચોક-સૂરત.

# પ્રસ્તાવના.

ખંભાત સંપ્રદાયના સદ્ગત આચાર્ય પૂજ્ય **શ્રી રત્નચંદ્રજી મહારાજની** સુશિષ્યાઓના પરિવારે સજ્જિત મહાસતીજી **શ્રી પાર્વતીબાઇ સ્વામી** તથા **શ્રી પરસનબાઈ મહાસતીજી** તથા **શ્રી જસુબાઇ મહાસતીજી** તથા **શ્રી બા. બ્ર. શારદાબાઈ મહાસતીજી** વગેરે સૂરત શહેર શ્રી સંઘની વિનંતિ ધ્યાનમાં લઈ વર્તમાન આચાર્ય **પૂજ્ય શ્રી ગુલાબચંદ્રજી મહારાજની** આજ્ઞાથી સંવત ૨૦૦૭ ની સાલમાં ચાતુર્માસ માટે સૂરત પધારેલાં. ચાતુર્માસ દરમિયાન વ્યાખ્યાનશાલી વિદુષી મહાસતી શ્રી શારદાબાઇની ઇચ્છા '**પૂ. શ્રી-રત્નચંદ્રજી મહારાજના** સંસ્મરણ રૂપે એક પુસ્તક બહાર પાડવું' એમ પ્રદર્શિત થઇ. મહારાજશ્રીનું જીવનચરિત્ર એકલું છપાય તો તેનો હંમેશ ઉપયોગ ન થાય પરંતુ તે સાથે સ્તુતિ પાઠ, સ્તોત્ર, ગીત, ભજન, વગેરેનું તેમાં નિરૂપણ હોય તો એ પુસ્તકની ઉપયોગિતા વધે અને અભરાઇએ ન મૂકાય.

પૂ. શ્રીના જીવનમાં મને જ્યારથી તેમનાં સંસર્ગમાં આવ્યો ત્યારથી રસ અને પૂજ્યભાવ હતાં. કારણ કે એઓશ્રીનાં જીવન અને ચારિત્ર્યના સદ્ગુણોએ મારામાં પ્રેરણા સ્ફુરિત કરી હતી અને જીવનમાં પલટો ખવડાવ્યો હતો. એવા શ્રી પૂજ્યના જીવનમાંથી બીજાઓને પણ લાભ મળે અને તેમના જીવનમાં પણ એ ગુણો ઉતરે એ ઉદ્દેશથી મહારાજશ્રીનું જીવન ચરિત્ર લખવામાં રસ જાગ્યો. શ્રી શારદાબાઈ મહાસતીજીએ મારી આગળ પ્રસંગ મૂકયો-વાત છેડી-પ્રભુએ મને અંતર પ્રેરણા કરી, મેં તે કાર્ય માટે બાથ ભીડી અને તે દિશામાં મારી અલ્પ બુદ્ધિ અનુસાર ડગ ભર્યાં અને આ એક પુસ્તિકા સમાજ સમક્ષ રજુ કરી શકયો, તે માટે મારી જાતને ધન્ય સમજું છું. જિજ્ઞાસુ વાંચક ભાઈ બ્હેનો એનો સદા સદુપયોગ કરતાં રહેશે અને એમાં રહેલાં ભાવ અને અંતરનાદોને, સહ્રદયથી પોતાના જીવનમાં ઉતારવા પ્રયત્ન આદરશે તો મારું આ સાહસ સફળ થયું લેખાશે અને મુજ જીવન પણ યત્કિંચિત સેવા અર્પી ભાગ્યશાળી થયું ગણાશે.

આ પુસ્તક તયાર કરવા મહાસતીજીની ભાવનાને સૂરત શ્રીસંઘનો ટેકો મળ્યો. તે ઉપરાંત અમદાવાદના એક શ્રાવિકાબેન મહાસતીજીઓનાં

દર્શનાર્થે સૂરત પધારેલાં. તેમણે પોતાના પતિદેવ સહિત જીવન ચરિત્રનો લખાયેલ થોડોક હિસ્સો સાંભળ્યો અને સ્વેચ્છાએ ઉદારતા દાખવી અમો આગળ પ્રદર્શિત કર્યું કે આ પુસ્તક છપાવવાનું ખર્ચ થાય તે માટે અકળાશો નહીં અમો થકી છપાવી દેશો અને જે ખર્ચ થાય તે મોકલાવી દેશો. એમનું આ પ્રોત્સાહન મળ્યું અને તૈયારીની તીવ્રતા વધી. આજે આ પુસ્તક બહાર પડે છે તે એ શ્રીમતીને જરૂર આભારી છે એમ કહું તો જરાયે અતિશયોક્તિ નથી. શરૂઆતમાં ૫૦૦ નકલ છપાવવાનો વિચાર હતો; પરંતુ પાછળથી એમ કર્યું કે ૫૦૦ પ્રતના ગ્રાહકો કરવા અને ૧૦૦૦ નકલની પહેલી આવૃતિ કાઢવી. આપ કહેશો એક બહેન શા માટે? કયા બહેન? દિલગીર છું કે એ શ્રીમતી પોતાનું નામ મેં કહ્યું એમ જાહેર કરવા રાજી નથી. તે પછી ગામોગામ આ પ્રકાશનની ખબર અપાઈ અને અગાઉથી ગ્રાહક થયેલાંઓનાં નામોની યાદી પાછળ છાપવામાં આવી છે. આ પુસ્તકના પ્રકાશન માટે સૂરત શ્રી સંઘે પણ રૂ. ૧૦૧) ની મદદ કરી હોવાથી પુસ્તકની વેચાણ કિંમતમાં ઘટાડો કરવામાં આવ્યો છે. આ પુસ્તિકામાં અનુભવી સંતો, અધ્યાત્મપ્રેમી કવિઓ અને વિદ્વાનોની પ્રાચીન-અર્વાચીન કૃતિઓ હોઈ તે સહુ ગાનામાં પરિણમશેજ. સ્તોત્રો, પ્રાતઃસ્મરણીય પ્રાર્થનાઓ, છંદો, સુબોધ ગીતો, ભજનો, વગેરેની યોગ્ય વરણી કરી યથાયોગ્ય સમુચ્ચયોમાં વિભક્ત કરી આ અતિ ઉપકારક 'શ્રી રત્ન-સાગર'નું નિર્માણ કર્યું છે. એમાં ભાષા શુદ્ધિ અને જોડણી શુદ્ધિ પર ખાસ લક્ષ્ય આપવામાં આવ્યું છે, છતાં કાંઈ રહી જવા પામ્યું હોય તો ક્ષમા યાચું છું. શુદ્ધિ પત્રનો હું દુશ્મન છું.

પૂ. શ્રી શારદાબાઈ મહાસતીજીની આજ્ઞા થવાથી મારી અલ્પ મતિ અનુસાર પૂ. ગુરુવર્ય શ્રી રત્નચંદ્રજી પસાયે જે કાંઈ સમાજને ચરણે મૂકવા ભાગ્યશાળી થયો છું, તે એ મહાન જ્ઞાની ગુરુઓને આભારી છે. તેમાં જે કાંઈ ન્યૂનતા-ક્ષતિ હોય તે પ્રત્યે ક્ષમા ભાવ દર્શાવશો એવી આ 'રતિની' પ્રાર્થના છે. ૐ શાંતિ.

આપનો

રતિલાલ લલ્લુભાઈ પોલિશવાળા.

# પ્રકાશકનું નિવેદન.

શ્રી સ્થાનકવાસી જૈન ખંભાત સંપ્રદાયના સ્વ. પૂ. આચાર્ય શ્રી **રત્નચંદ્રજી મહારાજની** સુશિષ્યાઓ પૂ. મહાસતીજી **શ્રી પાર્વતિબાઈ,** વયોવૃદ્ધ **મ. શ્રી પરસનબાઈ, મ. શ્રી જસુબાઈ** અને બાળ-બ્રહ્મચારિણી વિદૂષી **મ. શ્રી શારદાબાઇ,** કુલ ચાર સાધ્વીજીઓનું ચાતુર્માસ સંવત ૨૦૦૭ ની સાલે સૂરત શહેરમાં. વર્ષોની સંઘની ભાવના તેમાં વર્તમાન આચાર્ય પૂ. **શ્રી ગુલાબચંદ્રજી મહારાજની** અનુમતિ અને પ્રોત્સાહન. ચાતુર્માસ ઠર્યું. સારાયે સમાજમાં અનન્ય ઉત્સાહ અને આનંદ પ્રાપ્ત થયાં.

**બા. બ્ર. શ્રી શારદાબાઈ** સ્વામીના વ્યાખ્યાન, ઉપદેશ અને ચારિત્રે અહીંના જૈન સમાજ તેમજ અન્યધર્મી જનતા ઉપર અનોખી અસર પાડી છે. વ્યાખ્યાન ભવનમાં માનવ મેદનીનો મેળો. મોડા આવનારને જગ્યા માટે સંકોચ ખમવો પડે એવી પરિસ્થિતિ. સોળભથું અઠ્ઠાઇઓ, ઉપવાસ, આયંબિલ વગેરે તપશ્ચર્યા અને ધર્મ ભાવનાનો ચાતુર્માસ દરમ્યાન જે દેખાવ થયો તે ખરેજ આ મહાસતીજીના ધાર્મિક અને સામાજિક પ્રવચનોથી પ્રદિપ્ત થએલ ધર્મ જાગૃતિનું પ્રતીક હતુ.

અમદાવાદ–ખંભાતના શ્રી સંઘોનું સ્વ. **પૂ. શ્રી રત્નચંદ્રજી મહારાજની** પુણ્ય તિથિ ઉજવવા સૂરત પધારવું, મહીનાઓ સુધી આવાં ધાર્મિક કાર્યોનું સતત રહેવા પામવું, એ આ. પૂ. મહાસતીજીઓનોજ પ્રતાપ છે. આ ચાતુર્માસથી અમારા સંઘમાં જે ધાર્મિક તત્વ દાખલ થવા પામ્યું છે, ખરેજ ભૂલાય તેમ નથી. આજે પૂ૦ **શ્રી રત્નચંદ્રજી મહા-રાજનું** સંસ્મરણ પ્રકાશિત કરવાની શુભ તક સૂરત શ્રી સંઘને સાંપડી એ માટે અમો સૌ અમારી જાતને ધન્ય માનીએ છીએ. મહાસતીજીઓનું ચાતુર્માસ થાય નહીં અને અમને આ મોકો મળે નહીં. ખરે, એ માટે અમો સૌ વર્તમાન આચાર્ય **પૂ. શ્રી ગુલાબચંદ્રજી મહારાજના** તેમજ વિહારનાં કેટ કેટલાં સંકટો અને અગવડતા વેઠી સૂરત પધારેલાં આ મહાસતીજીઓના આભારી રહીશું.

બા. બ્ર. પૂ૦ મહાસતીજી **શ્રી શારદાબાઇના** સદુપદેશથી આ ' **શ્રી રત્ન–સાગર** ' નું પ્રકાશન કરતાં અમો ઘણાં હર્ષિત થઇએ છીએ. જગત જીવો એના સદુપયોગથી નિજ જીવનોન્નતિ કરી આ પરિશ્રમને સફળ બનાવે એજ એની સાર્થકતા.

સંવત ૨૦૦૮,
મહા સુદ ૫ ગુરુવાર
તા. ૩૧–૧–૧૯૫૨

પ્રકાશક—
**શ્રી શ્વે. સ્થાનકવાસી જૈન સંઘ,**
**સૂરત.**

। परमोपकारी शिरोमणी पूज्यपाद श्रीसद्गुरुरत्नचंद्राय नमोनमः ।

# –ઋણાંજલિ–

## સર્વજ્ઞ શાસન રસિક પ્રિય બંધુ–બહેનો,

આયુષ્યની ચપલતા અનુભવ સિદ્ધ હોવા છતાં અનેક ભાગ્યશાળી ભવ્ય જીવો સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યગ્ ચારિત્રની યથાર્થ આરાધના કરી, આ ભવને સફલ કરવા ઉપરાંત પરલોકની પણ સફલતા સાધી રહ્યાં છે. જીવોની અધ્યવસાય પરિણતિ જુદી જુદી હોવાને લઇને કાયિક ચેષ્ટાઓ અને વાચિક ભાષામાં પણ ફેરફાર દેખાય છે. આવી ભિન્ન ભિન્ન ચેષ્ટાઓવાળા જીવોને બોધ પમાડવાના પ્રકારો એક સરખા નહીં પરંતુ જુદા જુદા હોવા જોઇએ. જીવને વિષયના સાધનોની ચિંતવના કરવાથીજ જીવતાં છતાં મરેલાં જેવી સ્થિતિનો અનુભવ કરવાનો સમય સાંપડે છે. આ જીવોને બોધ પમાડનાર, અવનતિને માર્ગે જનારને ઉન્નતિને માર્ગે ચઢાવનાર, આ અસાર સંસારમાં ડૂબતા જીવોને તરણ તારણી નાવ સમાન એક માત્ર સદ્ગુરૂજ છે. મારા શ્રુતાદિપાઠક, પરમ ઉપકારી, પૂજ્યપાદ, સિદ્ધાન્ત વાચસ્પતિ, આત્મોદ્ધારક **સ્વ. પૂજ્ય ગુરુ શ્રીમદ્ રત્નચંદજી મહારાજના** પવિત્ર શ્રી પ્રવચન, મહા મહિમાનું નિધાન અને અપૂર્વ તત્વોનું સુક્ષ્મજ્ઞાન, વિદ્યા, મંત્ર અને વૈરાગ્યાદિ પવિત્ર ભાવના સ્વરૂપ આત્મ નિર્મલતાનાં અસાધારણ સાધનો ઇત્યાદિ ભાવ-રત્નો એમનો ખજાનો છે. કિશોરાવસ્થામાં સંયમધારી થઇને વિધિ પૂર્વક અધ્યયનાદિનો અધિકાર મેળવી, ગુરૂગમથી તેનો યથાર્થ ભાવ સમજવા અને જૈન જગત સમક્ષ તે રજુ કરવા ભાગ્યશાળી થવા માટે હું એ પૂજ્ય શ્રીની અત્યંત ઋણી રહી છું. એ મહા ઋણથી ઉઋણ થવાનો આ પુસ્તિકા દ્વારા અલ્પ પ્રયાસ કરી રહી છું. તે માત્ર એઓશ્રીનું એક સંસ્મરણ છે. એ સંસ્મરણ તૈયાર કરવામાં સુરતના ધર્મ પ્રેમી શ્રાવક બંધુ શ્રી રતિલાલ [illegible]

પોલિશવાલાએ વિના આનાકાનીએ સ્વેચ્છા પૂર્વક પોતાના સમયનો ભોગ આપી એકલ હસ્તે જે સહાય કરી છે તે ખરેજ પ્રશંસનીય છે. ખરેખર આ એમના, મારા પૂજ્ય ગુરૂવર્ય તરફના અનન્ય ભાવ અને નિખાલસ પ્રેમનું પ્રતીક છે.

આવા બોધદાયક પુસ્તકો છપાવી અનેક ભવ્ય જીવોને જ્ઞાન દાનનો લાભ આપી કૃતાર્થી બનાવવા, તે ચપળ લક્ષ્મીને સફળ કરવા સાથે આત્મકલ્યાણનું પરમ સાધન છે. આ વાત સુજ્ઞ પુરૂષોના ધ્યાન બહાર હોઈ શકેજ નહિ. જે જીવો પોતાના લક્ષ્મીને જ્ઞાનદાનાદિ સત્કાર્યમાં વાપરતાં નથી, તે છેવટે અગ્નિ, રાજા કે ચોર આ ત્રણમાંથી એકને સ્વાધીન જરૂર થાય છે. નીતિમત્તાઓએ કહેલ લક્ષ્મીની આ ત્રણ ગતિઓ પૈકી ઉત્તમ ગતિ દાનજ છે એટલે ન્યાયોપાર્જિત લક્ષ્મીને જ્ઞાન દાનાદિ સત્કાર્યમાં જોડવાથી અક્ષય ફલ જે મોક્ષ તે જરૂર મળી શકે છે.

આ જીવન ચરિત્રની શરૂઆતમાં '**શ્રી રત્ન ગુણાવલી**' કાવ્ય મૂકવામાં આવ્યું છે. તેમાં અપૂર્વ કાવ્ય રચના, થોડા શબ્દોમાં વ્યવહારિક ઉપમાઓ સહિત ગોડની ટૂંકમાં પૂજ્ય શ્રીના જીવનનું વિહંગાવલોકન કરેલું છે. રાગ હરિગીત છે, હાર્દિક ભાવના તથા દર્દભર્યા અવાજે ગાવાથી ખરે ગાનાર તથા સાંભળનારનાં હૃદયો કરૂણતાથી ઉભરાયાં વગર નહિ રહે એવું મારૂં મંતવ્ય છે.

આ '**શ્રી રત્નસાગર**'માં રહેલાં ભાવનામય તત્ત્વોનો અભ્યાસ કરી, ભોગ તૃષ્ણાનો ત્યાગ કરી, નિર્મલ સંયમની આરાધના કરી સચ્ચિદાનંદ સ્વરૂપ મુક્તિપદને પામો એમ હાર્દિક નિવેદન કરી આ મારા આત્મોદ્ધારક ગુરૂની ઋણાંજલિને સંક્ષેપી લઉં છું.

**મહાસતી શ્રી શારદાબાઈ.**



## —: અનુક્રમણિકા :—

॥ श्री जिनेंद्राय नमः ॥

श्री

# રત્ન–સાગર

શ્રી જૈન સ્થાનકવાસી ખંભાત સંપ્રદાય

ગચ્છાધિપતિ બાળબ્રહ્મચારી મુનિ–

પૂજ્યશ્રી રત્નચંદ્રજી મહારાજનું જીવનચરિત્ર.

૧ જન્મ: વિક્રમ સંવત ૧૯૪૨ કાર્તિક સુદ ૧૧

૨ દીક્ષા: વિ. સં. ૧૯૫૬ માહ સુદ ૫ (વસંત પંચમી)

૩ પૂજ્યપદવી: વિ. સં. ૧૯૯૫ વૈશાખ વદ ૧૧

૪ સ્વર્ગવાસ: વિ. સં. ૨૦૦૪ ભાદરવા સુદ ૧૧

| દીક્ષાકાળ | પૂજ્યપદવી | સ્વર્ગવાસ |
|---|---|---|
| વર્ષ ૪૯ | વર્ષ ૯ | વર્ષ ૬૩ |

ॐ ह्रीँ श्रीँ अरिहंताय नमः। ॐ ह्रीं श्रीं महावीराय नमः।
ॐ ह्रीँ श्रीँ चिंतामणि पार्श्वनाथाय नमः।
ॐ ह्रीं श्रीँ गौतमाय नमः। ॐ श्रीं रत्नचंद्राय नमः ॥ १ ॥

तुभ्यं नमस्त्रिभुवनार्तिहरायनाथ।
तुभ्यं नमः क्षितितलामलभूषणाय।
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय।
तुभ्यं नमो जिनभवोदधि शोषणाय ॥ २ ॥

मंगलं भगवान् वीरो, मंगलं गौतमः प्रभुः।
मंगलं स्थुलिभद्राद्या, जैन धर्मस्तु मंगलम् ॥ ३ ॥

गुरुर्मार्ग ज्ञाता, गुरुः चक्षुदाता,
गुरुर्ज्ञानदाता, गुरु जाड्यहर्ता।
गुरुर्मातपिता, गुरु मुक्तिदाता,
गुरुःसौख्यकर्ता, तस्मैश्री गुरवे नमः ॥ ४ ॥

अरिहंत सिद्ध समरूं सदा, आचारज उवझाय,
साधु सकलनाचरणने वंदुं शिष नमाय।
श्री गुरुदेव प्रसादथी, होत मनोरथ सिद्ध,
ज्युं घन वरसे वेलीरूप, फल फुलनकी वृद्ध ॥ ५ ॥

(शार्दूल विक्रीडित)

श्री सिद्धांत सुधारसस्य सरसं शांत रसं स्वादयन।
संसारे विधुरार्णवे प्रवहणः श्लाघ्य गुणैः संयुतः ॥
जन्मांभोधिजले पतद्भवभृतामालंबनं प्राणिनाम।
पूज्य श्रीमद् रत्नचंद्र गुरवे तस्मै नमः सर्वदा ॥

(वसंततिलका)

त्यागं प्रियं च सततं सुविचार शीलम,
शास्त्रावलोकन विना दिन मत्रागत्यम।
श्रीमज्जिनेन्द्र निरतं सुगुणैः वरिष्ठम,
तं रत्नचंद्र मुनिमात्म हिताय वन्दे ॥



## સદ્ગુરુ અભિવંદન.

(શાર્દૂલ વિક્રીડિત)

જેણે ઉત્તમ જ્ઞાન દાન મુજને, આપ્યું મહા હર્ષથી,
જેણે દર્શન શિખંવ્યું દ્રઢ કરી, સમ્યક્ત્વ ઉત્કર્ષથી;
જેણે સંયમ રત્ન યત્ન કરીને, નિહાલ કીધો મને,
એવા શ્રી ગુરુરાજ, આજ પ્રણમું, સદ્ભાવથી આપને.

# —: શ્રી રત્ન-ગુણાવલી :—



( હરિગીત )

( ૧ )

ગાવા શ્રી રત્ન ચરિત્રને, હું અલ્પ બુદ્ધિ જાઉં છું,
શ્રી શારદેની સ્હાયથી, સાહસ કરી ગુણ ગાઉં છું;
વાચક વિચારો તો જરા, એ કોણ થાતા આપણા,
જેના જીવન ગુણ ગાન, તોડે કર્મબંધન આપણા.

( ૨ )

**ખંભાત** સંઘના તાજમાં, મણિ રત્ન સમ શોભી રહ્યાં,
મુનિ **રત્નચંદ્રજી** રત્નસમ, સૌ સ્થાનમાં ઓપી રહ્યાં;
ચંદ્ર સમ ઉજ્વળ કર્યું ગુરૂ છગનજી અભિધાનને.
શતવાર જયજયકાર બોલો, એ પ્રીતમના નામને.

( ૩ )

ખંભાત રિયાસત તણા, ગલિયાણા નામે ગામમાં,
એ જન્મ પામ્યા કૃષક **જેતા**, ભાઇના ગૃહવાસમાં;
ધન્ય માતા, ધન્ય પિતા, શૂર સિંહ જનમાવીઓ,
રજપૂત જાતિ ક્ષાત્ર વટની, ક્ષાત્ર તેજે વાળીઓ.

( ૪ )

લઘુ વયમાં ફોઇએ, અર્પ્યું સ્વાંભાઇ નામને,
નામ તેવા ગુણ થકી. સાબિત કર્યું નિજ નામને;
સંસાર તો રૂચે નહીં, ખેતર મહીં દિલ ના ઠરે,
વિચાર આવે આત્મનો, ખોળે જગા દિલ જ્યાં ઠરે.

(૫)

**સ્વામીનારાયણ** તણો, કુળ ધર્મ એકજ ઘર મહીં,
જઇ ગામ ગઢડે આવીઆ, પણ ધર્મ રૂચિ પ્રકટી નહીં;
પ્રગટેજ શે જ્યાં ત્યાગ ભાવે, ઘર કર્યું અંતર મહીં,
ત્યાં દિન પ્રતિદિન જ્યોત એ, જલતી ગઇ જીગર મહીં.

(૬)

તે સમય ગામ વટામણે, મહાસતી **મોંઘીબાઇથી,**
વીર વાણી વર્ષા થઇ રહી, સહુ સંઘ સુણે હર્ષથી;
કંઇ કૃષિ કામે **રવાંભાઇ,** નીકળ્યાં નિજ ગામથી,
ઉપદેશ સતિજીનો મળ્યો, એ પૂર્વ પૂણ્ય પ્રતાપથી.

(૭)

સંસાર સાગર દુઃખ આગર, જાણીને દિલ ડોલિયું,
મહાસતી સમક્ષ જઇ અરે, અંતર જગતને ખોલિયું;
"અહા ! ઠેર ઠેર ભમી વળ્યો, કહીં કાજ મારૂં નવ સર્યું,
ધન્ય મહાવીર જૈન ત્યાગી, ધર્મ મુજ મનડું હર્યું".

(૮)

ખંભાત ક્ષેત્રે વાસ વસતાં, પૂજ્ય **છગનલાલજી,**
મહાસતી આજ્ઞાએ ગયા, ત્યાં એક શ્રાવક સાથજી;
"મુજ આત્મના કલ્યાણ કાજે, પૂજ્યશ્રી હું આવીઓ,
ચેલો બનાવો આપનો, સમજીશ કે હું ફાવીઓ".

(૯)

નિરખી વિનય ને નમ્રતાના, ગુણવાળા પ્રાણીને,
અપનાવી ગુરૂએ અર્જ એમની, ધર્મનો રંગ જાણીને;
ઓગણીસ છપ્પન સાલની, એ માઘ સુદી પંચમી,
અદરાવી સંયમ નામ, અર્પ્યું **મુનિ રત્નચંદ્રજી.**

(૧૦)

શુશ્રૂષા સેવા કરંતા, પૂજ્ય ગુરૂ સાનિધ્યમાં,
વર્ષો વિતાવ્યાં પૂર્ણ ચાલીસ, શાસ્ત્રના અભ્યાસમાં;
શાંત દાંત ક્ષમા ગુણો, કર્યા પ્રાપ્ત ચારિત્ર ધ્યાનમાં,
ત્યાં તો સિધાવ્યા પૂજ્ય ગુરૂ, નિર્મોહી સ્વર્ગવાસમાં.

(૧૧)

સહસ્ર બે, શત એક ઊણું, વર્ષ પંચાણું તણું,
સુકાન ધરીયું હસ્તમાં, ખંભાત સંઘ નૈયા તણું;
ગચ્છાધિપતિ શ્રી રત્નજી; શોભાવીયું પદ એહવું,
એકત્રતા, વિશાળતા–સામ્રાજ્ય જ્યાં ત્યાં થઇ રહ્યું.

(૧૨)

નવવર્ષ પૂજ્ય પદવી પૂરી, ખંભાત ચોમાસું થયું,
એ પૂજ્ય શ્રી આચાર્યને, તો એ બહાનું થઇ ગયું;
પદ છાજીયું નહીં એ શ્રમણને, કાળનું તેડું થયું,
હજાર બે ને ચારનું, એ વર્ષ પૂરૂં નહીં થયું.

(૧૩)

ભાદ્ર શુકલ પક્ષની દશમી તણીએ રાતમાં,
ક્યાંથી બિમારી આવી, વળગી પૂજ્યશ્રીના દેહમાં;
એ કારમી એકાદશીના, ચાર પ્રાતઃકાળમાં,
જ્યાં વાગીઆ ત્યાં તો સિધાવ્યા દિવ્ય સ્વર્ગ ધામમાં.

(૧૪)

ખંભાતનો દીપક મહા, ક્ષણવારમાં શાંતો થયો,
શ્રી પૂજ્યના વિયોગથી, શ્રી સંઘ રોતો રહી ગયો;
ઓ કાળના પણ કાળ ભક્ષક, આટલો ક્રૂર શું થયો?
એ મહામૂલું રત્ન અમ, નિષ્ઠુર શે ચોરી ગયો?

(૧૫)

ચૌદ વર્ષ સાંસારિક જીવન, ચાળીસ શિષ્યગણ મહીં,
નવ વર્ષ પદવી પૂજ્યની, પાળી પળ્યા સ્વર્ગ સહીં
આયુષ્યસ્થિતિ કુલ થઇ, સંપૂર્ણ ત્રેસઠ વર્ષની,
છોડી શિષ્ય જોડી એ ખરી, **ફુલચંદ્રજી ને હર્ષની.**

(૧૬)

આરૂઢ બને **શ્રી રત્ન** પાછળ સંઘ સિંહાસન પરે,
મુનિશ્રી તપસ્વી શાંત મૂર્તિ, **ગુલાબચંદ્રજી** તો ખરે;
**ગુલાબ**ના એ પુષ્પની, ચારિત્ર રજ જ્યાં જ્યાં ખરે,
સુવાસ ખુશબૂ ને સુગંધિ, લઈ સહુ ત્યાં ત્યાં ઠરે.

(૧૭)

એવા ગુરુના ગુણના ગ્રાહક હવે બનવા ભણી,
જો વૃત્તિ થાયે આપણી તો ધન્ય ઘડી જીવન તણી;
ઉત્તમ જીવન ગુણ રત્ન ગ્રહીએ, જો જીવનની ઘડી ગણી,
તો પૂર્ણ થાએ અંજલી એ, આજ અર્પી અમ તણી.

(૧૮)

**સગરામપૂરામાં** થયું, મહાસતી **પાર્વતિબાઈનું,**
છે સાથ વક્તા **શારદા,** જસુમતિ, પરસનબાઇનું;
પૂર્ણ ચાતુર્માસ શુભ એ, સહસ્ર બેને સાતનું,
મંગળ થયું સો શહેર **સૂરત** સંઘના એ સાથનું.

(૧૯)

કાતિક સુદિ શુભ પૂર્ણિમાએ, પૂર્ણ રત્ન **ગુણાવલી,**
ઇચ્છા અવર નહીં માત્ર એકજ, ઘટે મુજ કર્માવલી;
એવુંજ પ્રાર્થે આજ **રતિનો લાલ** નિર્મળ ભાવથી,
મહાસતી **પાર્વતિબાઇ** (શિષ્યા, **શારદા** સૌજન્યથી.

# પૂજ્ય આચાર્ય શ્રી રત્નચંદ્રજી
## નું
# જીવન ચરિત્ર

---

ગૂજરાતનું પાટનગર અમદાવાદ, જેની મધ્યમાંથી પુણ્યસલિલા પવિત્ર સાબરમતિ પોતાનો અમોઘ, શાંત પ્રવાહ વહેવડાવી રહી છે, જેને કિનારે પૂ. બાપૂજી જેવા પુણ્યાત્માના આશ્રમો બંધાયા, જે સાબરમતિના સંત કહેવાયા અને હિંદને વર્ષોની ગુલામીમાંથી મુક્ત કર્યું, એવી અનેક પુણ્યાત્માઓને પોતાના પ્રવાહના સૂરે 'બંધનોથી મુક્ત થાઓ'ની પ્રેરણા અર્પતી, એ પુણ્ય સરિતાને તીરે ખંભાત રિયાસતનું 'ગલિયાણા' નામે નાનુંશું ગામ આવેલું છે. ગામમાં વસ્તી ગરાશિયા રાજપૂતોની. શૂરવીરોની જન્મભૂમિ ! આ પવિત્ર ભૂમિમાં **જેતાભાઈ નામે** એક રજપૂત ગરાશિયા કિસાન વસતાં હતાં. ખેતી તેમનાં જીવન નિર્વાહનું પ્રમુખ સાધન હતું.

જેતાભાઈ સરળ હૃદયી, ભોળાં અને પવિત્ર મનનાં હતાં. ધર્મ અધર્મનું જાણપણું પોતાના ભોળપણ પ્રમાણેનું. જેમ પંકમાંથી પંકજ જન્મે, માટીમાંથી મર્દ ઉત્પન્ન થાય, તેમ આ એક સામાન્ય કુટુંબના અધિષ્ઠાતા જેતાભાઈને ત્યાં વિક્રમ સંવત ૧૯૪૨ની સાલમાં કાર્તિક સુદિ ૧૧ ને દિને એક પુત્ર રત્ન પાક્યું, જે આખરે 'રત્ન' નામને દીપાવી ગયું. જન્મ નામ '**રવાંભાઈ**' પાડવામાં આવેલ. 'રવાં' એટલે તેજ-પ્રકાશ. અહા ! આ રવાંભાઈએ પોતાના આત્મિક પ્રકાશ જૈન જગતમાં પ્રસરાવ્યો અને અખંડ રાખ્યો ! શી રીતે ! આગળ જોશો. જેતાભાઈને ઘેરે આ સિવાય એક પુત્ર અને પુત્રી થએલાં પરંતુ પરિવારનું સુખ માત પિતાના ભાગ્યમાં અને માત-પિતાનું સુખ સંતાનોના ભાગ્યમાં નહીં લખાયેલ હોવાથી બાળકોને બાલ્યાવસ્થામાં છોડી એ દંપતિ યુગલ પરલોક સિધાવી ગયું. આ

કારણે આ ત્રણે બાળકોને પોતાનાં કુટુંબીજનોના આશ્રયે ઉછરવાનો સમય સાંપડયો. ઉછર્યાં–ઉધર્યાં અને બાપીકી ખેતીવાડી હતી તે મારફત કિસાનનો પૈતૃક વ્યવસાય કરી સાદાઇમાં પોતાનો જીવન નિર્વાહ કરવા લાગ્યાં.

**રવાંભાઇમાં** બાળપણથીજ વિનય, નમ્રતા, ગંભીરતા અને ભક્તિ ગુણ સહેજે તરી આવતાં માલમ પડતાં હતાં. મૂળ ધર્મે તો **સ્વામીનારાયણ** પંથના હતાં. કુદરતી નિયમ છે કે કુટુંબમાં જે જે ધર્મ પ્રવર્તતો હોય તેજ ધર્મનાં અનુયાયી તે કુટુંબનાં બાળકો બને અને તેનાંજ સંસ્કાર પડે. તેમ રવાંભાઇ એજ ધર્મના અનુયાયી કહી શકાય. પરંતુ તેઓમાં એકજ ખાસ નોંધ પાત્ર ગુણ એ હતો કે સત્યાસત્યની પરખ, અંતરાત્માને આત્મ કલ્યાણ માટેનો જે માર્ગ સત્ય લાગે તેજ પંથે વળવું. કૌટુંબિક જાળમાં અને ઘરેલુ અથડામણોમાં આવતાં, મનુષ્યને ઘણીવાર કંટાળો ઉત્પન્ન થઇ આવે છે, આ સંસારથી કેમ નાશી છૂટું એવા વિચારોના વમળે આત્મા ચઢી જાય છે. રવાંભાઇને પણ એક દિવસ આવા પ્રકારનો કંટાળો ઉત્પન્ન થયો.

"આ સંસાર અસાર છે. એમાં સુખ શોધ્યું એ જડે તેમ નથી. સુખ માત્ર સાંસારિક ઉપાધિઓને ત્યાગવામાંજ છે." એવું જાણી પોતાના સ્વામીનારાયણ ધર્મના બ્રહ્મચારી સાધુ બની જવાનો વિચાર કર્યો. પોતાના હૃદયની વાત પોતાના એક અંગત મિત્રને જણાવી. એ અરસામાં એ પંથના કેટલાક સાધુઓનું ગલિયાણા ગામે આગમન થવા પામ્યું. રવાંભાઈ એ સાધુઓ પાસે ગયાં અને તેઓ સમક્ષ પોતાની ઇચ્છા અને સંકલ્પ પ્રદર્શિત કર્યાં. જેથી તે સાધુઓ એમને પોતાના ગાદીપતિ પાસે 'ગઢડા' મુકામે લઈ ગયા અને આ વાત તેમને જણાવી. મહારાજે જણાવ્યું, "અમારા પંથમાં જે વ્યક્તિ બ્રહ્મચારી (સાધુ) થાય, તેણે પોતાની સર્વ માલમિલ્કત અમારા પંથના ભંડારમાં અર્પણ કરવી પડે છે. અને

જો તે તેમ કરવા રાજી થાય તોજ તેને પંથની દીક્ષા આપવામાં આવે છે. તમારે જો બ્રહ્મચારી થવું હોય તો પ્રથમ તમારે આ શરત માન્ય કરવી પડશે.” રવાંભાઈ આ સાંભળી વિચારમાં પડી ગયાં કે આ શું? “જે લક્ષ્મી અનેક અનર્થોને જન્માવનારી છે, તેનો મોહ અને મમત્વ તો આ સાધુઓમાં ભર્યોજ છે. તો એ લક્ષ્મીના મોહરૂપી કીચડમાં ખૂંચેલો માનવી પોતાનું આત્મ કલ્યાણ શી રીતે સાધી શકે? ઉલટો જેમ જેમ એ કીચમાંથી નીકળવા પ્રયત્ન કરે તેમ તેમ માંહી ખૂંચેલા મસ્ત હાથીની માફક વધુને વધુ અંદર ઊંડે ઉતરતોજ જાય છે. આ પંથે સાધુ થવામાં આત્માનું કલ્યાણ થઈ શકે નહીં. આ ભાવનાએ તો તે પોતે ડૂબે છે અને બીજાંઓને પણ ડુબાડે છે. જ્યાં ત્યાગ છે ત્યાંજ આત્મ—કલ્યાણ છે. માટે અહીં દીક્ષા ગ્રહણ કરવી વ્યર્થ છે.” ગાદીપતિને પ્રત્યુત્તર આપી દીધો કે વિચાર કરી જવાબ આપીશ. ત્યાંથી સ્વગૃહે પાછા ફર્યાં અને આત્મકલ્યાણનો ખરો માર્ગ શું તેનોજ વિચાર કરવા લાગ્યાં.

ગલિયાણા ગામની સામી બાજુએ આવેલા વટામણ ગામે ખેતી વગેરેનાં કામ પ્રસંગે રવાંભાઈને અવારનવાર જવા આવવાનું થતું. તે કારણે તે ગામનાં ઘણાં માણસો સાથે તેમનો સારો સરખો પરિચય પણ થએલો. વટામણ શ્રી સ્થાનકવાસી જૈન ખંભાત સંપ્રદાયનું ક્ષેત્ર કહેવાય. ત્યાં ખંભાત સંપ્રદાયના સાધુ સાધ્વીઓ વારંવાર ચાતુર્માસ માટે પધારતાં. **પૂ. શ્રી છગનલાલજી મહારાજનું** પણ ચોમાસું સંવત ૧૯૪૬ ની સાલમાં ત્યાં થએલું. એ પુણ્યભૂમિ વટામણમાંથી **પૂજ્યશ્રી ગિરધરલાલજી મહારાજ** તથા આપણા **પૂજ્યશ્રી રત્નચંદજી મહારાજને** ઉપદેશ કરી સંયમી બનાવનાર મહાસતી **શ્રી મોંઘીબાઈ આર્યાજી** જેવાંઓ પણ ચારિત્ર ગ્રહણ કરી સંસાર સાગર તરવા તૈયાર થએલાં.

ખંભાત તરફ પધારતાં સાધુ સાધ્વીઓને માર્ગે ગલિયાણા

કાઠિયાવાડ તરફ જતાં સાધુ સાધ્વીઓને રસ્તામાં વંટામણ ગામે આવવું પડતું અને નદી ઓળંગવી પડતી. આવે પ્રસંગે સેવાભાવી રવાંભાઈ જૈન સાધુ સાધ્વીઓને નદી ઉતરાવી સરળતાથી સામે ગામ પહોંચતા કરવામાં પોતાની જાતને ધન્ય માનતા. આ કારણે એઓને સત્સંગનો અને જૈન સાધુ સાધ્વીઓના પરિચયમાં આવતાં જૈન ધર્મનો ઉપદેશ અને સિદ્ધાંત શ્રવણનો મોકો પ્રાપ્ત થતો. એ ઉપદેશ એમની આત્મિક અને ત્યાગ ભાવનાનો પોષક હોય એમ એમને ભાસવા માંડ્યું.

એક દિવસ રવાંભાઈ કાંઈ ખેતી વગેરેનાં કાર્ય અર્થે વંટામણ ગામે ગયેલાં. ત્યાં મહાસતી શ્રી મોંઘીબાઈ આર્યાજી બિરાજમાન હતાં. ઉપાશ્રયની બાજુમાંજ એમનાં એક સ્વધર્મી ભાઈને ત્યાં રાતવાસો રહેલાં. રાત્રે પ્રતિક્રમણ બાદ મહાસતીજી સજ્ઝાય સ્તુતિ–પ્રાર્થના કરી રહેલાં હતાં. તેમનાં પવિત્ર શબ્દો રવાંભાઈના કર્ણદ્વારને સ્પર્શ્યાં. પોતાના યજમાનને પ્રશ્ન કર્યો અને એઓ બંને વચ્ચે નીચે પ્રમાણે સંવાદ પ્રગટયો.

**રવાંભાઇ:**—"ભાઈ! આ કોણ ગાઈ રહ્યું છે! આ સુંદર પ્રાર્થના કોણ કરી રહ્યું છે?"

**યજમાન:**—"આપણી બાજુમાં શ્રી. સ્થાનકવાસી જૈન ધર્મનો ઉપાશ્રય છે. તેમાં સાધ્વીજીઓ પોતાના આખા દિવસની જાણે અજાણે કરેલી પાપક્રિયાનું પ્રાયશ્ચિત્ત કરી પ્રભુની પ્રાર્થના કરી રહેલ છે."

રવાંભાઇને આ વચનામૃતો ખરેજ અમૃતસમ મીઠાં લાગ્યાં. જેમ 'મહુઅર' સાંભળી મણિધર તે તરફ આકર્ષાઈ ડોલવા માંડે તેમ રવાંભાઈ નજીક જઈ આ પ્રાર્થના અંતરંગ ભાવથી સુણવા લાગ્યાં.

છપ્પો.

ક્યારે કરી કપૂરનો, ખાતર કસ્તૂરી દીધી,
વાવ્યો લસણનો છોડ, વાડ ચંદનની કીધી;
કોરે ઘડુલે નીર, પાય ગંગાજળ પાણી,
પહેરી લીલાં વસ્ત્ર, સીંચે રાજાની રાણી.
જેમ જેમ સેવા અદકી કરે, તેમ તેમ કુવાસ અદકી ધરે,
શામળભટ સાચું વદે, જાત વિના ભાત નવી પડે.

લસણનો છોડ વાવી કસ્તૂરીની સુગંધીની આશા કરવી વ્યર્થ છે. કપાસ વાવી ઘઉંની આશા રાખશો તે કોઈ કાળે ફળવાની નથી. માટે હે! ભવ્ય પ્રાણિઓ! ચિંતામણી રત્ન સમાન મળેલો આ મનુષ્ય ભવ કઠિયારાની પેરે કાંકરો સમજી નાખી–ગુમાવી દેશો નહીં, નહીં તો પાછળથી પસ્તાવાનો પાર રહેશે નહિ. જગતમાં કહેવાય છે કેઃ—

ગઈ લક્ષ્મી પાછી ફરે, ગયાં ફરે છે વા'ણ,
ગત અવસર આવે નહીં, ગયાં ન આવે પ્રાણ.

"ગયો સમય ફરી પ્રાપ્ત કરવો મુસ્કેલ છે, માટે તેનો સદુપયોગ કરી લ્યો. પ્રભુ વીરનો પ્રરૂપેલો ત્યાગધર્મ સ્વીકારી આત્મ કલ્યાણનાં દ્વાર ઉઘાડો."

આ પ્રમાણે આર્યાજીનો અમૂલ્ય અને વૈરાગ્ય ભાવનાથી ઓતપ્રોત ઉપદેશ સાંભળી રવાંબાઈ તો સ્તબ્ધજ બની ગયાં. એમની વૈરાગ્ય અને ત્યાગ ભાવનાને પુષ્ટિકારક એ ઉપદેશ એમનાં રોમ રોમ અને હાડે હાડે ઉતરી ગયો. વિચારે ચડ્યાં—"અહા! કેવો સરસ ઉપદેશ! ખરેખર આત્મ કલ્યાણનો આજ માર્ગ છે. જૈન ધર્મ સિવાય અન્ય સ્થળે ફાંફાં મારવાં નકામાં છે. પ્રસંગ આવે

જૈન ધર્મનીજ દીક્ષા ગ્રહણ કરવી એજ મારે માટે શ્રેયસ્કર છે. પરંતુ પ્રસંગ આવે શા માટે? વિચાર આવતાંની સાથેજ નિશ્ચય અને કાર્ય–નહીં તો 'કર્યું' એટલું થયું અને કરવાનું તેટલું રહ્યું.' માટે કર્યું તે થઈ ગયુંજ અને રહેવા દીધું તે રહીજ જશે. ક્યારે આત્માના ભાવો પલટો ખાઈ જાય એ કહેવાય નહીં. માટે બને તેટલી ત્વરિત ગતિએ આ ઉત્તમ કાર્ય કરી લેવું." એવો દૃઢ નિશ્ચય કરી લીધો.

એમ ધારી કાર્ય પતાવી વટામણથી ઘેર આવ્યાં. ખેતીના કામમાં જોડાયાં, પરંતુ પેલા ઉપદેશની અસર તો એમનાં મગજમાંથી ખસતીજ નથી.

ઝાડપાન તોડતાં વળી વિચાર આવ્યો, "મહાસતીજી કહેતાં હતાં કે ઝાડપાનમાં પણ જીવ છે. તેને તોડવા–કચરવામાં પણ પાપ છે, તો તો હું પાપજ કરી રહ્યો છું. આ મારાથી નહીં બને. ચાલ, હું મહાસતીજી પાસે જાઉં અને સફળ રસ્તો શોધી લઉં." પાછા વટામણ આવ્યાં. **શ્રી મોંઘીબાઈ મહાસતીજીને** મળ્યાં અને પોતાની માનસિક વ્યથાને વ્યકત કરી. માનસિક પીડા બીજી કોઈ નહીં પરંતુ આ સાંસારિક જીવનમાં આધિ, વ્યાધિ અને ઉપાધિના દુઃખોથી પોતાના આત્માનો બચાવ. "હે! સ્વામીજી, હું સત્સંગનો અર્થી છું. માટે મને આ અસાર સંસારમાંથી મુકત કરી આત્મ કલ્યાણનો માર્ગ સુઝાડો."

રવાભાઈનું ઉપર્યુકત કથન સાંભળી મહાસતીને લાગ્યું કે આ આત્મા સરળ સ્વભાવી, વિનયશીલ અને ભદ્રિક પરિણામી જણાય છે. જવાબ આપ્યો–"હે બંધુ! જો તમારે આ સંસારથી મુકતજ થવું હોય તો દીક્ષા અંગિકાર કર્યા સિવાય બીજો ઉપાય નથી. સર્વથા ત્યાગ માર્ગ એજ છે. માટે જો તમારી ઇચ્છા હોય તો અમારા ગુરુ મહારાજ ખંભાતમાં બિરાજે છે, તેમની પાસે જાઓ અને તમારું આત્મ સાધન અને કલ્યાણ કરો."

રવાંભાઈની સંયમવ્રત ધારણ કરવાની અપૂર્વ જીજ્ઞાસા જાણી વટામણ ગામના એક શ્રાવક ભાઈ એઓને **પૂજ્ય શ્રી છગનલાલજી મહારાજ** પાસે ખંભાત મુકામે લઈ આવ્યા. પૂજ્યશ્રી પણ મહાન વિચારક, બુદ્ધિશાળી અને પ્રતિભાવંત હતાં. રાજપૂત જ્ઞાતિનાં એટલે ક્ષાત્ર તેજ વિશેષ પ્રકારે હોયજ અને હતુંજ. રાજપૂતને રાજપૂત મળે પછી પૂછવુંજ શું? રવાંભાઈનાં ક્ષાત્રતેજ, બુદ્ધિ અને ઓજસ છૂપાં રહે તેમ નહતાં. પૂજ્યશ્રીનું મન પણ એમના પ્રત્યે આકર્ષાયું. એમનાં સંબંધમાં યોગ્ય તપાસ કરી લીધી. સગાં સંબંધીઓની યોગ્ય અનુમતિ પણ પ્રાપ્ત કરી લીધી. **સંવત ૧૯૫૬ ની માહ સુદે પાંચમનું શુભ મુહૂર્ત દીક્ષા માટે નિશ્ચિત થયું.** અહા! વસંત પંચમીનું શું એ સુંદર મુહૂર્ત! વસંતરાજ આવે અને ઋતુરાજના આગમનથી પ્રકૃતિનું સામ્રાજ્ય ચારે કોર ફાલ્યું ફૂલ્યું અને વિકસિત માલમ પડે છે. તેમ રવાંભાઈનાં આગમન પછી, દીક્ષા ગ્રહણ બાદના એમના સંયમી જીવને ધાર્મિક, આત્મિક અને ચારિત્ર બળમાં કેવા ઉત્તમ પ્રકારના વિકાસને પ્રાપ્ત કર્યો એ આપણે એઓશ્રીના સંયમી જીવનમાંથી જોઈ શકયા છીએ.

દીક્ષાનું મુહૂર્ત લેવાયું. સારાયે ખંભાત સંઘમાં અપાર આનંદ છવાયો, ગામ પરગામ દીક્ષોત્સવની કુંકુંમ પત્રિકાઓ પાઠવવામાં આવી. અમદાવાદ, મુંબઈ, વસો. કડોદ, સુરત વગેરે સ્થળોએથી શ્રાવક શ્રાવિકાઓ પધાર્યાં. **શ્રીયુત ફૂલાભાઈ નારણભાઈ ભાવસારને** ત્યાંથી ખૂબ ધામધૂમથી, સ્વધર્મી તેમજ ઇતર ધર્મી નરનારીઓના સાથ સમુદાય સહીત દીક્ષાનો વરઘોડો ચઢાવવામાં આવ્યો. લાલ દરવાજા બહાર આવેલા બાગમાં **પૂજ્ય શ્રી છગનલાલજી** મહારાજશ્રીએ સકળ સંઘની સમક્ષ ધાર્મિક ક્રિયા કરાવી રવાંભાઈને જૈન ધર્મની ભાગવતી દીક્ષા અંગીકાર કરાવી જૈન ધર્મના મુનિ સમુદાયમાં પ્રવેશ કરાવ્યા. નવદીક્ષિત રવાંભાઈનું સંયમી નામ **મુનિશ્રી રત્નચંદજી મહારાજ** રાખવામાં આવ્યું.

એ ફળોની ફોરમ અને મિઠાશ ગ્રહણ કરતાં સ્વાદ લેનાર ઘડીભર એ આમ્રફળની વાહવા પોકારી ઉઠે છે, તેમ શ્રી રત્નચંદ્રજી જેમ જેમ વિદ્યા અને શાસ્ત્રજ્ઞાન સંપાદન કરતાં ગયાં તેમ તેમ નમ્રતા અને વિનયના ગુણો પ્રાપ્ત કરતાં ગયાં, અને તેની સાથેજ પાત્રતા (યોગ્યતા) આપ મેળેજ એમનાં ચરણોમાં ઢળી પડી. એઓશ્રીનાં ઓજસ, પ્રતિભા, વ્યાખ્યાન-શૈલી અને તેનાં ભાવોએ જૈનધર્મી તેમજ અન્યધર્મી-જેઓ એમનાં સંસર્ગમાં આવવા ભાગ્યશાળી થયાં તેમના ઉપર અમીટ છાપ પાડી છે. એમની શાંતદાંતતા ગંભીરતા, ઉદારતા અને ક્ષમા અનન્ય હતી.

ખંભાત સંપ્રદાયની પૂજ્ય પદ્દી પર પૂરણ પ્રતાપી **શ્રી હર્ષચંદ્રજી મહારાજ**, તે પછી **શ્રી ભાણજી રખજી મહારાજ** અને તે પછી **શ્રી ગિરધરલાલજી મહારાજ** બિરાજમાન હતાં. એઓશ્રીનો સંવત ૧૯૮૨ ની સાલમાં સ્વર્ગવાસ થયો. તેથી ગચ્છની ધૂરા વહનનો ભાર **પૂ. શ્રી છગનલાલજી મહારાજને** અર્પવામાં આવ્યો. સંવત ૧૯૮૯ માં અજમેરેમાં બૃહત્ સ્થાનકવાસી જૈન સાધુ સંમેલન ભરાયેલ ત્યારે પૂજ્યશ્રી છગનલાલજી મહારાજ ખંભાત સંપ્રદાયના પ્રતિનિધિ તરીકે પોતાના શિષ્ય પરિવારે સજ્જિત થઈ ગયેલાં. તે પ્રસંગે પૂ૦ શ્રી સાથે વિનયવંત સુશિષ્ય **શ્રી રત્નચંદ્રજી મહારાજ**, તપસ્વી શ્રી ગુલાબચંદ્રજી **મહારાજ** (વર્તમાન ગચ્છાધિપતિ), **શ્રી બેચરલાલજી** મહારાજ તથા **શ્રી ખોડાજી મહારાજ** સહગામી હતાં.

× × ×

કાળ કોઈને છોડતોજ નથી. સર્વને એક દિન આ ફાની દુનિયાનો ત્યાગ કરી જવાનું છેઃ—

**जो जाके न आय वो जवानी देखी ।**
**जो आके न जाय, वो बुढ़ापा देखा ॥**

જુવાની આવે છે અને ગયા પછી પાછી આવતી નથી. ઘડપણ આવે છે પણ પાછું જતું નથી. એ તો જીવને લઇનેજ જાય છે. તેમ પૂજ્યશ્રી છગનલાલજી મહારાજને જરા રૂપી રાક્ષસીએ આવી ઘેરી લીધાં અને ધીરે ધીરે દેહનાં સર્વ યંત્રોને જીર્ણ અને શિથિલ બનાવી દીધાં. સંવત ૧૯૯૪ ની સાલમાં પૂ. શ્રીનું અમદાવાદમાં ચાતુર્માસ પૂર્ણ થયા બાદ આચાર્યશ્રીની તબિયત એકાએક બગડી અને તે કારણે ત્યાંજ રોકાવાની ફરજ પડેલી. સં. ૧૯૯૫ ના વૈશાખ માસમાં શરીર એકદમ લથડયું. ગુરૂશ્રીની માંદગી દરમ્યાન પૂ. શ્રી રત્નચંદ્રજી મહારાજે જે સેવા કરી છે આપેજ કોઈ કરી શકે. રાતદિવસ પાસેને પાસે જરાએ દૂર ન ખસે. કેટલાયે દિવસોનાં ઉંઘ ઉજાગરા કર્યાં. કોઇપણ ભોગે મારા ગુરુવર્ય એ દારૂણ માંદગીથી મુક્ત થાય એ તમન્નાએ આકાશ પાતાળ એક કર્યાં. છતાં સઘળું વ્યર્થ. છેલ્લા શ્વાસોશ્વાસ શરૂ થયા અને એજ માસની વદ ૧૦ ને રોજ પૂજ્યશ્રી આત્મભાવના ભાવતાં થકાં ૭૩ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી સ્વર્ગે સિધારી ગયાં. એમના પછી ગાદીનો ભાર આપણા ચરિત્રનાયક શ્રીરત્નચંદ્રજી મહારાજને શિરે આવ્યો. શ્રી. ખંભાત સંઘે એઓશ્રીને પૂજ્યશ્રીનું પદાર્પણ કર્યું.

પૂજ્ય પદવી પ્રાપ્ત થયા બાદ આપણા આ નૂતન પૂજ્યશ્રી ખંભાત સંપ્રદાયનો મહિમા અને સંઘબળ કેમ વધે, સંઘમાં એકતા, વિશાળતા, શાંતિ અને ધાર્મિકતાનું સામ્રાજ્ય કેમ સ્થપાય એવા પ્રયાસો કરી પોતાને માથે આવેલી શ્રી સંઘની અને ગચ્છની જવાબદારી અદા કરવા લાગ્યાં. પોતાનાં વયોવૃદ્ધ તપસ્વી શિષ્ય **મુનિશ્રી ફુલચંદ્રજી મહારાજ** સહિત પૂજ્યશ્રી ગામાનુગામ વિચરવા લાગ્યાં અને જૈનધર્મનો સદુપદેશ દેતાં દેતાં સંવત ૧૯૯૬ ની સાલમાં સાણંદ પધારેલાં. સાણંદમાં બે બહેનો આપશ્રીને હસ્તે ભુઝી. એક **શ્રી. વીરચંદ જુઠાભાઈના** સુપુત્રી **જીવીબેન** (હાલ શ્રી. જસુમતિબાઇ) અને બીજાં **શ્રી. વાડીલાલ છગનલાલ**

**શાહનાં** સુપુત્રી **કુમારી શારદાબેન.** આ બંને બહેનોએ પૂજ્યશ્રીના સદુપદેશથી વૈરાગ્ય ઉત્પન્ન થતાં એમનેજ સ્વહસ્તે જૈન ધર્મની ભાગવતી દીક્ષા અંગીકાર કરી. તે પછી સં. ૨૦૦૦ ની સાલમાં પૂજ્યશ્રી **સૂરત શહેર** ચાતુર્માસ પધાર્યા. ત્યાં પણ એમના વરદ હસ્તે પાળિયાદના **શ્રી. ત્રીકમલાલ ધનજીભાઇના** સુપુત્ર **ડુંગરશીભાઈ** ચારિત્ર ગ્રહણ કરી **બાળબ્રહ્મચારી મુનિશ્રી હર્ષદઋષિજીના** નામથી પ્રસિદ્ધ થયાં. આજે થોડા સમયના ચારિત્ર્યમાં મુનિશ્રી હર્ષદઋષિજી સંપ્રદાયમાં વ્યાખ્યાતાનું પદ પ્રાપ્ત કરવા સમર્થ થઈ રહ્યાં છે. એ ગુરૂપ્રતાપ નહીં તો બીજું શું? મુનિશ્રી બાળબ્રહ્મચારી છે. **શ્રીમતિ શારદાબાઈ મહાસતીજી** પણ બાળબ્રહ્મચારી છે અને માત્ર ૧૬ વર્ષની વયે દીક્ષિત થયાં હતાં. આજે ખંભાત સંપ્રદાયમાં એઓ એક ઉત્તમ પ્રકારના વિદુષી વ્યાખ્યાતા અને વક્તા તરીકે પ્રસિદ્ધિ પામી રહ્યાં છે એમ કહું તો જરાએ અતિશયોક્તિ નથી.

**પૂજ્યશ્રી રત્નચંદજી મહારાજનાં** સ્વામિત્વમાં કુલ ૫ સાધુજી અને ૭ સાધ્વીજીઓ નીચે પ્રમાણે વિરાજમાન હતાં અને છે.

| મુનિ મહારાજો. | મહાસતીજીઓ. |
|---|---|
| ૧ તપસ્વી શ્રી ગુલાબચંદજી મહારાજ (વર્તમાન ગચ્છાધિપતિ) | ૧ મહાસતી શ્રી ડાહીબાઈ |
| | ૨ ,, શ્રી સૂરજબાઈ |
| | ૩ ,, શ્રી પાર્વતિબાઈ |
| ૨ શ્રી બેચરલાલજી મહારાજ | ૪ ,, શ્રી ચંચળબાઈ |
| ૩ શ્રી ખોડાજી મહારાજ | ૫ ,, શ્રી પરસનબાઈ |
| ૪ તપસ્વી શ્રી ફૂલચંદજી મહારાજ | ૬ ,, શ્રી જશુમતિબાઈ |
| ૫ બા. બ્ર. મુનિશ્રી હર્ષદઋષિજી | ૭ ,, બાળબ્રહ્મચારી શ્રી શારદાબાઈ |

પૂજ્યશ્રીએ કુલ ૪૯ ચાતુર્માસ કર્યા તે નીચે પ્રમાણે.—

| સ્થળ | કુલ ચાતુર્માસ | કયી કયી સાલમાં (વિક્રમ સંવત) |
|---|---|---|
| અમદાવાદ | ૧૨ | ૧૯૬૦, ૧૯૬૬, ૧૯૭૦, ૧૯૭૬, ૧૯૮૦, ૧૯૮૪, ૧૯૮૬, ૧૯૮૮, ૧૯૯૨, ૧૯૯૪, ૧૯૯૬, ૨૦૦૨. |
| ખંભાત | ૧૨ | ૧૯૫૯, ૧૯૬૨, ૧૯૬૭, ૧૯૭૧, ૧૯૭૨, ૧૯૭૭, ૧૯૮૯, ૧૯૯૧, ૧૯૯૩, ૧૯૯૭, ૨૦૦૧, ૨૦૦૪. |
| સૂરત શહેર | ૧૦ | ૧૯૫૮, ૧૯૬૩, ૧૯૬૫, ૧૯૬૮, ૧૯૭૮, ૧૯૮૫, ૧૯૯૦, ૧૯૯૮, ૨૦૦૦, ૨૦૦૩. |
| સાણંદ | ૬ | ૧૯૫૬, ૧૯૬૧, ૧૯૬૯, ૧૯૭૩, ૧૯૮૨, ૧૯૯૫. |
| મુંબઈ | ૪ | ૧૯૬૪, ૧૯૭૪, ૧૯૭૫, ૧૯૮૧. |
| વસો | ૩ | ૧૯૭૯, ૧૯૮૩, ૧૯૮૭. |
| કઠોર | ૧ | ૧૯૯૯. |
| બોટાદ | ૧ | ૧૯૫૭. |
| કુલ | ૪૯ | |

પૂજ્યશ્રીનું ચાતુર્માસ સં. ૨૦૦૪ની સાલે ખંભાત (ગાદીનું ગામ). સાથમાં તપસ્વી વયોવૃદ્ધ મહારાજ શ્રી ફુલચંદજીસ્વામી તથા સેવાભાવી બાળ બ્રહ્મચારી શિષ્ય મુનિશ્રી હર્ષદચંદ્રજી બિરાજે. પૂજ્યશ્રીનો વ્યાખ્યાનનો વિષય સકામ અને અકામ

મરણનો. શ્રાવક શ્રાવિકાઓમાં ધર્મનું જોમ પણ તેવુંજ. સારાએ સંઘમાં આનંદ અને ઉત્સાહ! કેમ ન હોય? એક તો પૂજ્યશ્રી જાતે પોતે, સંઘ પ્રત્યેનો આપશ્રીનો અદ્વિતીય પ્રેમ અને ગાદીના ગામમાં ચાતુર્માસ. પછી પૂછવુંજ શું?

પરંતુ પ્રકાશ પાછળ અંધકાર, હાસ્ય પાછળ રૂદન, આનંદ પાછળ શોક સરજાયેલાંજ છે. ખંભાત સંઘનો આ અવર્ણનીય ઉત્સાહ અને આનંદ કુદરતને ન રૂચ્યો કુદરતની કળા અને ગતિ અકળ છે. મહાપર્યુષણ પર્વના દિવસો ચાલે. પૂજ્યશ્રીને એકાએક શરદીનો મહાઉપદ્રવ, આટલું છતાં સાત સાત દિવસો સુધી આત્મબળને જોરે સતત વ્યાખ્યાનધારા ચાલુ રાખી. ક્ષમાના સાગર! આટલી વેદના છતાં રૂંવાડું એ ન ફરકે! ધન્ય છે એ મહાપુરૂષની ક્ષમાશીલતાને અને સહનશીલતાને! સંવત્સરીને દિને પ્રાતઃકાળે ઠંડીલ જઈ આવ્યા પછી શરદીનું જોર એટલું બધું વધી ગયું અને તીવ્ર વેદના ઉત્પન્ન થઈ કે વ્યાખ્યાન આપવા અસમર્થ નીવડ્યા. ચઉવિહાર ઉપવાસ! કશોએ ઉપચાર નહીં! બીજે દિવસે યોગ્ય ઉપચારો બાદ નહીં જેવો આરામ દૃષ્ટિગોચર થયો, પરંતુ તે પણ ટુંક સમયનોજ. અમદાવાદ અને સૂરત વગેરે સ્થળોના મુખ્ય શ્રાવકો પણ આવેલાં. ભાદરવા સુદ ૧૦ ને રવિવારના રોજ તેઓ તથા અમદાવાદના શ્રીગુલાબચંદભાઈ વકીલ સાથે મહારાજશ્રી જાતે ત્રણ માળ સુધી ફરી આવ્યાં. શ્રાવકો પૂજ્યશ્રીની તબીયત સારી લાગવાથી ભયમુક્ત બની પોતપોતાને સ્થાને બપોરની ટ્રેનમાં રવાના થઈ ગયાં.

પરંતુ જ્યાં કુદરતે વિયોગજ સરજ્યો હોય ત્યાં સંયોગ સંભવેજ કેમ! તેજ દિવસે સાંજે પાંચેક વાગ્યાના સુમારે એ કારમા દર્દે ફરી આક્રમણ કરવા લાગ્યું. સમતાના સાગર એવા પૂજ્યશ્રી, દુઃખ કોઈને ન જણાવતાં વેદના સહન કરી ગયાં. દેવસીપ્રતિક્રમણ પૂર્ણ કરી અન્ય મુનિવરોને પચ્ચખાણ આદિ આપી નીચે જંગલ જવાની ઇચ્છા.

પ્રદર્શિત કરી. જતાં જતાં શરદીએ એકદમ જોર જમાવ્યું, શરીર કાંઈક ઠંડુ થવા લાગ્યું. આથી તત્કાલ ડોક્ટરોને બોલાવી ચાંપતા યોગ્ય ઉપચારો કરાવ્યાં પણ બધું નિષ્ફળ. ખંભાત સંઘને ધીરજ ન રહી. અન્ય ક્ષેત્રોમાં તાર વગેરે સાધનોદ્વારા એઓશ્રીની ગંભીર હાલતના સમાચાર મોકલી દીધાં. અસહ્ય વેદના, આંતરિક દુઃખ, મનની મુંઝવણ બધું એક સાથ શાંતિથી વેદતાં ચાલ્યાં.

ખંભાત શહેરમાં પૂજ્યશ્રીની આખરી બીમારીની ખબર વાયુવેગે પ્રસરી ગઈ. રાત્રિ હોવા છતાં શ્રાવક શ્રાવિકાઓ આપશ્રીના અંતિમ દર્શનાર્થે ઉપાશ્રયમાં ઉલટી પડયાં. દરેકના મુખ ઉપર ગ્લાનિ, નિઃશ્વાસ, શોક, દુઃખ! બરવાળા સંપ્રદાયના મુનિ શ્રી હરિદાનજી પણ ખબર મળતાં તુર્ત પધારેલ અને પૂજ્યશ્રીને નવકાર મંત્ર, આલોચના વગેરે અંતિમ ધર્મ વિધિ-સ્મરણ કરાવવા નિજ કર્તવ્ય પાલનમાં દઢ થઇ રહ્યાં. રાતના બાર વાગ્યા, એક વાગ્યો. કાળનું ગોઝારું વાદળ વેરાતુંજ ગયું અને વધુને વધુ કાળાશ પાથરતું ગયું. પૂજ્ય સાહેબ ન બોલે, ન હાલે ન મટકે! ઉપસ્થિત જનો આકુળ વ્યાકુળ થઈ રહ્યાં! શું થશે! અમારૂં આ રત્ન ઝુંટવાઇ જશે કે શું? એ વિચારે આંખોમાંથી અશ્રુબિંદુ સરી પડે, ક્યારે બોલે! એટલામાં ટન્ ટન્ બેના ટકોરા પડયા. આપશ્રીએ હસ્ત ઉંચક્યો અને ચાર આંગળાં બતાવી સંજ્ઞા કરી. પરંતુ એ સમસ્યા કોઈ સમજી શક્યું નહીં કે સંજ્ઞાનો શો અર્થ હતો. આપણે અબુધ પ્રાણિઓને આવા મહાપુરૂષોની સમસ્યા શે સમજાય! ત્રણ વાગ્યા! એકદમ ઝીવલેણ થયો! સ્તબ્ધતા છવાઈ ગઈ. બધાં એકીટશે પૂજ્યશ્રી તરફ ટગર ટગર જોઈ રહ્યાં. પ્રભાતના ચાર ટકોરા એ નિષ્ઠુર ઘડિયાળે પણ વગાડી દીધા! તેની સાથેજ એ મહાકાળે, અરેરે! અમારાં એ મહામૂલાં રત્નને પોતાની ખપ્પર રૂપી અગ્નિમાં ભરખી લીધું. પૂજ્યશ્રીનાં નયનો ઉઘડી ગયાં! ગરદન ઢળી પડી! ગાત્રો, શિથિલ થઈ ઢરી ગયાં!

પૂજ્યશ્રી બરાબર ચારને ટકોરે સ્વર્ગવાસ થયાં, અહા! જે

મરણનો. શ્રાવક શ્રાવિકાઓમાં ધર્મનું જેમ પણ તેવુંજ. સારાએ સંઘમાં આનંદ અને ઉત્સાહ ! કેમ ન હોય ? એક તો પૂજ્યશ્રી જાતે પોતે, સંઘ પ્રત્યેનો આપશ્રીનો અદ્વિતીય પ્રેમ અને ગાદીના ગામમાં ચાતુર્માસ. પછી પૂછવુંજ શું ?

પરંતુ પ્રકાશ પાછળ અંધકાર, હાસ્ય પાછળ રૂદન, આનંદ પાછળ શોક સરજાયેલાંજ છે. ખંભાત સંઘનો આ અવર્ણનીય ઉત્સાહ અને આનંદ કુદરતને ન રૂચ્યો. કુદરતની કળા અને ગતિ અકળ છે. મહાપર્યુષણ પર્વના દિવસો ચાલે. પૂજ્યશ્રીને એકાએક શરદીનો મહાઉપદ્રવ, આટલું છતાં સાત સાત દિવસો સુધી આત્મબળને જોરે સતત વ્યાખ્યાનધારા ચાલુ રાખી. ક્ષમાના સાગર !! આટલી વેદના છતાં રૂંવાડુંએ ન ફરકે ! ધન્ય છે એ મહાપુરૂષની ક્ષમાશીલતાને અને સહનશીલતાને ! સંવત્સરીને દિને પ્રાતઃકાળે ઠંડીલ જઇ આવ્યા પછી શરદીનું જોર એટલું બધું વધી ગયું અને તીવ્ર વેદના ઉત્પન્ન થઇ કે વ્યાખ્યાન આપવા અસમર્થ નીવડ્યા. ચઉવિહાર ઉપવાસ ! કશોએ ઉપચાર નહીં ! બીજે દિવસે યોગ્ય ઉપચારો બાદ નહીં જેવો આરામ દષ્ટિગોચર થયો, પરંતુ તે પણ ટુંક સમયનોજ. અમદાવાદ અને સૂરત વગેરે સ્થળોથી મુખ્ય શ્રાવકો પણ આવેલાં. ભાદરવા સુદ ૧૦ ને રવિવારના રોજ તેઓ તથા અમદાવાદના શ્રીગુલાબચંદભાઇ વકીલ સાથે મહારાજશ્રી જાતે ત્રણ માળ સુધી ફરી આવ્યાં. શ્રાવકો પૂજ્યશ્રીની તબીયત સારી લાગવાથી ભયમુક્ત બની પોતપોતાને સ્વસ્થાને બપોરની ટ્રેનમાં રવાના થઈ ગયાં.

પરંતુ જ્યાં કુદરતે વિયોગજ સરજ્યો હોય ત્યાં સંયોગ સંભવેજ કેમ ! તેજ દિવસે સાંજે પાંચેક વાગ્યાના શુમારે એ કારમું દર્દ ફરી આક્રમણ કરવા લાગ્યું. સમતાનો સાગર એવા પૂજ્યશ્રી, દુઃખ કોઇને ન જણાવતાં વેદના સહન કર્યે ગયાં. દેવસીપ્રતિક્રમણ પૂર્ણ કરી અન્ય મુનિવરોને પચ્ચખાણ આદિ આપી નીચે જંગલ જવાની ઇચ્છા

પ્રદર્શિત કરી. જતાં જતાં શરદીએ એકદમ જોર જમાવ્યું, શરીર કાંઈક ઠંડુ થવા લાગ્યું. આથી તત્કાલ ડોકટરોને બોલાવી ચાંપતા યોગ્ય ઉપચારો કરાવ્યાં પણ બધું નિષ્ફળ. ખંભાત સંઘને ધીરજ ન રહી. અન્ય ક્ષેત્રોમાં તાર વગેરે સાધનોદ્વારા એઓશ્રીની ગંભીર હાલતના સમાચાર મોકલી દીધાં. અસહ્ય વેદના, આંતરિક દુઃખ, મનની મુંઝવણ બધું એક સાથ શાંતિથી વેદતાં ચાલ્યાં.

**ખંભાત** શહેરમાં પૂજ્યશ્રીની આખરી બીમારીનાં ખબર વાયુવેગે પ્રસરી ગઈ. રાત્રિ હોવા છતાં શ્રાવક શ્રાવિકાઓ આપશ્રીના અંતિમ દર્શનાર્થે ઉપાશ્રયમાં ઉલટી પડયાં. દરેકના મુખ ઉપર ગ્લાનિ, નિઃશ્વાસ, શોક, દુઃખ! બરવાળા સંપ્રદાયના **મુનિ શ્રી હરિદાસજી** પણ ખબર મળતાં તુર્ત પધારેલ અને પૂજ્યશ્રીને નવકાર મંત્ર, આલોચના વગેરે અંતિમ ધર્મ વિધિ-સ્મરણ કરાવવા નિજ કર્તવ્ય પાલનમાં દઢ થઇ રહ્યાં. રાતના બાર વાગ્યા, એક વાગ્યો. કાળનું કારમું વાદળ ઘેરાતુંજ ગયું અને વધુને વધુ કાળાશ પાથરતું ગયું. પૂજ્ય સાહેબ ન બોલે, ન હાલે ન મટકે! ઉપસ્થિત જનો આકુળ વ્યાકુળ થઈ રહ્યાં! શું થશે! અમારૂં આ રત્ન ઝુંટવાઇ જશે કે શું? એ વિચારે આંખોમાંથી અશ્રુબિંદુ સરી પડે, ક્યારે બોલે! એટલામાં ટન્ ટન્ બેના ટકોરા પડયા. બાપજીએ હસ્ત ઉંચકયો અને ચાર આંગળાં બતાવી સંજ્ઞા કરી. પરંતુ એ સમસ્યા કોઈ સમજી શકયું નહીં કે સંજ્ઞાનો શો અર્થ હતો. આપણે અબુધ પ્રાણિઓને આવા મહાપુરૂષોની સમસ્યા શે સમજાય! ત્રણ વાગ્યા! એકદમ જીવલેણ ઉથલો! સ્તબ્ધતા છવાઈ ગઈ. બધાં એકીટશે પૂજ્યશ્રી તરફ ટગર ટગર જોઈ રહ્યાં. પ્રભાતના ચાર ટકોરા એ નિષ્ઠુર ઘડિયાળે પણ વગાડી દીધા! તેની સાથેજ એ મહાકાળે, અરેરે! અમારાં એ મહામૂલાં રત્નને પોતાની ખપ્પર રૂપી અગ્નિમાં ભરખી લીધું. પૂજ્યશ્રીનાં નયનો ઉઘડી ગયાં! ગરદન ઢળી પડી! ગાત્રો, શિથિલ થઈ ઠરી ગયાં!

પૂજ્યશ્રી બરાબર ચારને ટકોરે સ્વર્ગવાસ થયાં, અહા! જે

શહેરમાં સંયમી જીવનનો સૂર્ય ઉદય થયો ત્યાંજ આખરે અસ્ત થયો. આદિ અને અંત એકજ સ્થાનમાં. ચાર વાગે સ્વર્ગવાસ થતાંની સાથે ચાર આંગળા જોનારાં પોકારી ઉઠયાં, ક્રંદન કરી રહ્યાં! "અરેરે! અમે કેવાં મૂઢમતિ! એ વાગે ચેતવણી આપી છતાં અમો એમની સમસ્યાનો અર્થ ન સમજી શક્યાં! ચાર આંગળાનો સંકેત એટલે પરમ પૂજ્યશ્રીનું પ્રભાતે ચાર વાગે સ્વર્ગગમન." એ બધું હવે સમજાયું. પરંતુ હવે ગમે તેટલો પશ્ચાતાપ કરે શું વળે!

(રાગ-અબ તેરે સિવા)

**ગયો સમય હવે પાછળથી સોચ કર્યે શું ?**

**લ્હાવો ન લીધો જીવતાં, મુંઝાયે હવે શું ?**

સંઘમાં હાહાકાર વર્તી ગયો સુધ બુધ ભૂલાઇ ગઇ. તારપર તાર બહારગામ છુટવા લાગ્યા, આ કારમી ખબર લઇ! દરેક સ્થાનેથી માણસો આવવા લાગ્યાં, કેટલાંક વખતસર આવી શક્યાં અને કેટલાંક હતભાગી કોઇ ગાડી ચૂક્યાં અને કોઇને ટ્રેનની સગવડ ન મળી. હું પણ આ હતભાગીઓમાંનો એક છું. સ્ટેશને આવ્યો અને ગાડી ઉપડી ગઇ, હૃદય ઘવાઇ ગયું. એ પુણ્યપ્રેમી ગુરૂદેવનાં મૃતદેહનાં પણ દર્શન કરવા ભાગ્યશાળી ન બની શક્યો! પ્રભો, એ પૂજ્ય ગુરૂદેવના આત્માને શાંતિ અર્પો એજ સાંત્વના!

અમદાવાદમાં તે સમયે મહાસતીજી **શ્રી પાર્વતીબાઈ** સ્વામી તથા **શ્રી પરસનબાઇ** સ્વામી તથા પૂજ્યશ્રીને હસ્તે ચારિત્ર ગ્રહણ કરેલ **શ્રી જમુબાઈ** મહાસતીજી તથા બાળબ્રહ્મચારી મહાસતીજી **શ્રી શારદાબાઈ** સ્વામી બિરાજમાન હતાં. તેઓ શ્રી આ દુઃખદ સમાચાર સાંપડતાં અતિ વિષાદને પામ્યાં. ગુરૂ વિયોગે કોને દુઃખ ન થાય? એજ એમના માતપિતા! આશ્વાસન મળતાં શાંત થયેલાં.

પૂજ્યશ્રીના મૃતદેહના અંતિમ સંસ્કાર અને સ્મશાનયાત્રા

મારેની તૈયારીઓ થવા માંડી. સુસજ્જિત સુંદર પાલખી તૈયાર કરવામાં આવી. પૂજ્યશ્રીના મૃતદેહનું તેમાં સ્થાપન થયું. અહા! શો ભાસ! અને શી પ્રતિભા! શ્યામવર્ણ શરીર, બાળબ્રહ્મચર્યનું તેજ, વ્યાધિ વિનાનું કદાવર પ્રૌઢ શરીર! ત્રેસઠ ત્રેસઠ વર્ષની આયુ છતાં મૃત્યુ સમયે ચહેરા ઉપર ચારિત્ર્યનો પ્રકાશ તરી આવ્યો હતો.

પાલખીમાં સ્થાપિત થયે દર્શનાભિલાષીઓને હમણાંજ પૂજ્યશ્રી બોલી ઊઠશે. મૃત નહીં પણ જીવંત મૂર્તિ છે એવો ભાસ થઈ રહ્યો હતો.

સ્મશાન યાત્રા, અથાગ માનવમેદની સહિત સંઘવી પોળના ઉપાશ્રયેથી નીકળી **'જય જયનંદા, જય જય ભદ્દા'** ના સૂત્ર પોકારો વચ્ચે સ્મશાન ભૂમિએ પહોંચી હતી. પૂજ્યશ્રીના દેહનો અગ્નિસંસ્કાર ચંદનના કાષ્ટથી કરવામાં આવ્યો હતો. મુહપત્તિ, પછેડી વગેરેની ઉછામણી થતાં લગભગ (૧૭૦૦૦) રૂપિયા સત્તર હજારનો અંક થયો હતો. ફક્ત અગ્નિસંસ્કારની ક્રિયા માટેની ઉછામણીનો આંક ૩૫૦૧) રૂ. થયો હતો. એ બધું **પૂ. શ્રી રત્નચંદજી મહારાજની** અપૂર્વ લાગણીનોજ પ્રતાપ કહેવાય.

પૂજ્યશ્રીના સ્વર્ગવાસ નિમિત્તે ખંભાતમાં જૈન–જૈનેતર દરેક વર્ગે આખા દિવસની પાખી પાળી હતી. પૂજ્યશ્રીનો સ્વર્ગવાસ થવાથી પૂજ્ય પદવીની ધૂરાવહનનો ભાર **પૂ. શ્રી ભાણજી રખજી મહારાજના સુશિષ્ય તપસ્વી મુનિશ્રી ગુલાબચંદજી મહારાજને** સુપ્રત કરવામાં આવ્યો છે. ખંભાત સંપ્રદાયની ગાદી પર હંમેશાં એક એક રત્ન સમાન મહાપુરુષોજ આરૂઢ થતાં આવ્યાં છે. **પૂજ્યશ્રી ગુલાબચંદજી** મહારાજે, તપસ્યાઓ કરી શરીરને ગાળી નાખ્યું છે. કોઈ મોહ, કોઈ ભય, એમને સ્પર્શતો નથી. સ્પષ્ટ વક્તૃત્વના એઓશ્રીના ગુણે ખરેજ મારા ઉપર ખૂબ અસર

કરી છે. સમય માત્રના દુર્વ્યયના દુશ્મન, હંમેશાં શાસ્ત્ર વાચન–મનન સહિત તપશ્ચર્યાના અભ્યાસી. સાથમાં **સ્વ. પૂજ્યશ્રી રત્નચંદ્રજી મહારાજના** સુશિષ્ય બા. બ્ર. **મુનિશ્રી હર્ષદઋષિજી.** નૂતન પૂજ્યશ્રી, પોતાની તપશ્ચર્યા, શાસ્ત્ર–સૂત્રના જ્ઞાન અને ઓજસના પ્રભાવે સદ્દગત પૂજ્યશ્રીની ગાદીને દીપાવે, સંઘની ઉન્નતિ કરે અને સંપ્રદાયને વિસ્તારે એજ શ્રીજીનેશ્વર પ્રભુ પરમાત્મા પ્રત્યે અંતરની અભ્યર્થના સાથે વિરમું છું. જયવીર.

ૐ

શાંતિઃ! શાંતિઃ!! શાંતિઃ!!!

**સૂરત.**
કાર્તિક સુદિ ૧૧ શુક્રવાર
વિ. સંવત ૨૦૦૮
તા. ૯–૧૧–૧૯૫૧.

લિ૦
શ્રી સંઘ સેવક—
**રતિલાલ લલ્લુભાઈ પૉલિશવાલા.**



સદ્ગત પૂજ્ય આચાર્ય બા. બ્ર. મુનિશ્રી
રત્નચંદ્રજી સ્વામીને

# શ્રદ્ધાંજલિ.

( રાખના રમકડાં-એ રાગ )

ત્યાગથી જીવનને આ જગમાં (૨) અમર બનાવ્યું રે,
ગાઇએ ગુણ શ્રી રત્નચંદ્રના, જેણે જીવન દીપાવ્યું રે. ત્યાગ.
ખંભાતે ગલીયાણા ગામે, જન્મ્યા રજપૂત જાતિ (૨)
નામ રવાંભાઈ નાની વયમાં, ત્યાગ ભાવના થાતી રે. ત્યાગ.
રૂના કાલા વીણવા કાજે, ગામ વટામણ જાવે (૨)
મોંઘીબાઈની વાણી સુણતાં (૨). પાપ કરમ ના ભાવે રે. ત્યાગ.
આ સંસાર અસાર ગણીને, છોડી જગની માયા (૨)
શ્રીછગનલાલજી પાસે દીક્ષા (૨), લઇને મન હરખાયા રે. ત્યાગ.
સેવા કરતાં પૂજ્ય ગુરૂની, રહેતાં સરળ સ્વભાવે (૨)
ક્ષમા ધર્મને અખંડ ધરતાં (૨) કોઇને નવ દુભાવે રે. ત્યાગ.
ઓગણીસો પંચાણુ સાલે પૂજ્ય પદવી પર આવ્યા (૨)
સત્ય દયા અદ્ભૂત પ્રતિભાથી (૨), સહુને મન ભાવ્યા રે. ત્યાગ.
ભાદરવા સુદ અગીયારસના, પ્રભાતે વાગ્યા ચાર (૨)
સ્વર્ગ સિધાવ્યા દિવ્ય પુરૂષ એ છોડી આ સંસાર રે. ત્યાગ.
પચાસ ઉણી એક દીક્ષા પાળી, પૂજ્ય પદવી નવ વર્ષ (૨)
મહા તપસ્વી પુણ્યાત્માને (૨), નમતાં થાયે હર્ષ રે. ત્યાગ.
એવા જીવનમાંથી થોડા, ગુણરૂપી રત્નો લઈએ (૨)
તો ઘનશ્યામ જરૂર આ બંધનમાંથી છુટા થઈએ રે. ત્યાગ.

ખંભાત સંપ્રદાયના સદ્દગત પૂ. આચાર્યશ્રી છગનલાલજીની

# જીવન-સમાલોચના.

(રાગઃ-આવો આવો દેવ, મારા સૂના સૂના દ્વાર.)

પરમ પ્રતાપિ, પ્રતિભાશાળી, **છગનલાલજી મહારાજ,**
ગાઇએ પૂજ્યતણા ગુણ આજ.

અવલ સંગના સુપુત્ર વૈષ્ણવ, રાણા રજપુત જાતે,
રેવાબાઈની કુખે જનમ્યાં, પૂણ્યભૂમિ ખંભાતે—ગાઇએ...૧

જૈન ઉપાશ્રય જાવા લાગ્યા, વણિક મિત્રને સંગે,
ધીરે ધીરે મન રંગાવા લાગ્યું, સંયમ રંગે—ગાઇએ...૨

સેવાભાવે શાળા ખોલી, જ્ઞાન સહુને આપે,
પોતાનું પણ જ્ઞાન વધારી, મોહના બંધન કાપે—ગાઇએ...૩

ઓગણિસો સુંવાલીસ સાલે, પોષ દશમ સુદ ગાજે,
**સુરત** ગામે દીક્ષા આપી, હર્ષચંદ મહારાજે—ગાઇએ...૪

પૂજ્યપદે **શ્રી ભાણજીસ્વામી, ગીરધરલાલજી** આવ્યા,
ઓગણિસો ત્યાસીમાં પોતે પૂજ્ય પદવી સોહાયા—ગાઇએ...૫

સમાજ સેવા નવીન જાગ્રતિ, સ્વાશ્રય રીત સમજાવી,
જૈન અને શ્રાવિકાશાળા, દઈ ઉપદેશ સ્થપાવી—ગાઇએ...૬

જૈન હિતેચ્છુ પત્ર કઢાવ્યું, દિવા નવીન વિચારો,
જૈનેતરમાં જૈન ધર્મના, રેડયા સુસંસ્કારો—ગાઇએ...૭

મુંબાઈમાં સ્થાનક બંધાયું, પૂજ્યશ્રીના પ્રતાપે,
અજમેરે સાધુ સંમેલન, જઈ દિપાવ્યું આપે—ગાઇએ...૮

પૂજ્ય **જસાજી** પાસે શાસ્ત્રનું વિશેષ જ્ઞાન વધાર્યું,
અનુભવી આચાર્યે જગમાં, સુચારિત્ર્ય પ્રસાર્યું—ગાઇએ...૯

ઓગણીસો પંચાણુના વૈશાખ દશમ વદ જ્યારે,
છોડી દુનિયા કાળ કર્યો જ્યાં વાગ્યા દસ રવિવારે—ગાઇએ...૧૦

દીક્ષા કાળ વરસ એકાવન પૂજ્ય પદવી અગિઆર,
ધન્ય જીવન એ ધન્ય મરણએ, સફળ મનુષ અવતાર—ગાઇએ...૧૧

મહાપુરૂષના જીવન પંથે, જાતા સરશે અર્થ,
જો **'ઘનશ્યામ'** અમલ ના કરીએ તો સઘળું છે વ્યર્થ—ગાઇએ...૧૨

# આરતિ-સમુચ્ચય.

(मंगल श्लोक)

अर्हंतो भगवंत इन्द्र महिताः, सिद्धाश्च सिद्धि स्थिताः।
आचार्या जिन शासनोन्नति कराः, पूज्या उपाध्यायकाः॥
श्री सिद्धांत सुपाठका मुनिवरा, रत्नत्रया राधिकाः।
पंचैते परमेष्ठि नः प्रतिदिनं, कुर्वंतु वो मंगलम्.

## મંગલિક.

ચત્તારિ મંગલં, અરિહંતા મંગલં, સિદ્ધા મંગલં, સાહુ મંગલં
કેવલી પન્નતસ્સ ધમ્મો મંગલં—
ચત્તારિ લોગુત્તમા, અરિહંતા લોગુત્તમા, સિદ્ધા લોગુત્તમા;
સાહુ લોગુત્તમા, કેવલી પન્ન તસ્સ ધમ્મો લોગુત્તમા.
ચત્તારિ સરણં પવ્વજ્જામિ, અરિહંતા સરણં પવ્વજ્જામિ.
સિદ્ધા સરણં પવ્વજ્જામિ, સાહુ સરણં પવ્વજ્જામિ,
કેવલી પન્ન તસ્સ ધમ્મો સરણં પવ્વજ્જામિ.

(ચોપાઈ)

ચાર મંગલિક, ચાર શરણાં કરે જેહ, ભવસાગરમાં ન બુડે તેહ,
સકળ કર્મનો આણે અંત, મોક્ષ તણાં સુખ લહે અનંત;
ભાવ ધરીને જે ગુણ ગાય, તે જીવ તરીને મુક્તિ જાય. ૧.
સંસાર માંહી શરણાં ચાર, અવર શરણ નહીં કોય,
જે નરનારી આદરે, તેને અક્ષય અવિચળ પદ હોય;
અંગુઠે અમૃત વસે, લબ્ધિ તણો ભંડાર,
ગુરૂ ગૌતમને સમરીએ, તો મનવંછિત ફળ દાતાર. ૨

## ભરત ક્ષેત્રના ચોવીસ તીર્થંકરોની નામાવલિ.

૧. શ્રી ઋષભદેવ સ્વામી
૨. શ્રી અજીતનાથ સ્વામી
૩. શ્રી સંભવનાથ સ્વામી
૪. શ્રી અભિનંદન સ્વામી
૫. શ્રી સુમતિનાથ સ્વામી
૬. શ્રી પદ્મપ્રભુ સ્વામી
૭. શ્રી સુપાર્શ્વનાથ સ્વામી
૮. શ્રી ચંદ્રપ્રભુ સ્વામી
૯. શ્રી સુવિધિનાથ સ્વામી
૧૦ શ્રી શીતળનાથ સ્વામી
૧૧. શ્રી શ્રેયાંસનાથ સ્વામી
૧૨. શ્રી વાસુપૂજ્ય સ્વામી
૧૩. શ્રી વિમલનાથ સ્વામી
૧૪. શ્રી અનંતનાથ સ્વામી
૧૫. શ્રી ધર્મનાથ સ્વામી
૧૬. શ્રી શાંતિનાથ સ્વામી
૧૭. શ્રી કુંથુનાથ સ્વામી
૧૮. શ્રી અરનાથ સ્વામી
૧૯. શ્રી મલ્લિનાથ સ્વામી
૨૦. શ્રી મુનિસુવ્રત સ્વામી
૨૧. શ્રી નમિનાથ સ્વામી
૨૨. શ્રી નેમનાથ સ્વામી
૨૩. શ્રી પાર્શ્વનાથ સ્વામી
૨૪. શ્રી મહાવીર સ્વામી

## મહાવિદેહ ક્ષેત્રમાં વિહારમાન ૨૦ તીર્થંકરોની નામાવલિ.

૧ શ્રી મંદિર સ્વામી
૨ શ્રી યુગમંદિર સ્વામી
૩ શ્રી બાહુ સ્વામી
૪ શ્રી સુબાહુ સ્વામી
૫ શ્રી સુજાતનાથ સ્વામી
૬ શ્રી સ્વયંપ્રભ સ્વામી
૭ શ્રી રૂષભાનન સ્વામી
૮ શ્રી અનંતવીર્ય સ્વામી
૯ શ્રી સુરપ્રભ સ્વામી
૧૦ શ્રી વિશાળપ્રભ સ્વામી
૧૧ શ્રી વજ્રધર સ્વામી
૧૨ શ્રી ચંદ્રાનન સ્વામી
૧૩ શ્રી ચંદ્રબાહુ સ્વામી
૧૪ શ્રી ભુજંગદેવ સ્વામી
૧૫ શ્રી ઇશ્વર સ્વામી
૧૬ શ્રી નેમપ્રભ સ્વામી
૧૭ શ્રી વીરસેન સ્વામી
૧૮ શ્રી મહાભદ્ર સ્વામી
૧૯ શ્રી દેવયશ સ્વામી
૨૦ શ્રી અજીતસેન સ્વામી

## શ્રી મહાવીર છંદ.

ચોવીસમા **મહાવીર**, શૂરવીર મહા ધીર,
વાણી મીઠી ખાંડ ખીર, સિદ્ધારથ નંદ હૈ;
નાગિણીસી નારી જાણી, ઘટમેં વૈરાગ્ય આણી,
યોગ લિયો જગ ભાણુ, ટાળ્યા મોહ ફંદ હૈ.
ચોદ હજાર સંત, તાર દિયા ભગવંત,
કરમકો કિયો અંત, પાયા સુખ કંદ હૈ;
કહે કવિ **ચંદ્રભાણુ.** સુણો હો વિવેક વાન,
**મહાચાર** કિયા ધ્યાન ઉપજે આનંદ હૈ.

## શ્રી નવકાર મંત્રનો છંદ.

(દોહા)

વંછિત પૂરે વિવિધ પૂરે, શ્રી જિનશાસન સાર,
નિશ્ચે શ્રી નવકાર નિત, જપતાં જય જયકાર. ૧
અડશઠ અક્ષર અધિક ફળ, નવપદ નવે નિધાન,
વીતરાગ સ્વયં સુખ વદે, પંચ પરમેષ્ટી પ્રધાન. ૨
એકજ અક્ષર એક ચિત્ત, સમર્યાં સંપતિ થાય,
સંચિત સાગર સાતનાં, પાતિક દૂર પલાય. ૩
સકળ મંત્ર શિર મુકુટ મણી, સદ્ગુરૂ ભાષિત સાર,
સો ભવિયાં મન શુદ્ધશું, નિત જપીએ નવકાર. ૪

(છંદ હાટકી)

નવકાર થકી શ્રીપાળ નરેસર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ,
સમશાન વિષે શિવ નામ કુમરને, સોવન પુરિસો સિદ્ધ;
નવ લાખ જપંતા નરક નિવારે, પામે ભવનો પાર,
સો ભવિયાં ભત્તે, ચોખ્ખે ચિત્તે; નિત જપીએ નવકાર. ૬

બાંધી વડશાખા શિંકે બેસી, હેઠળ કુંડ હુતાશ,
તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઊડ્યો તે આકાશ;
વિધિ રીત જપ્યો વિષધર વિષ ટાળે, ઢાળે અમૃત ધાર.—સો૦ ૨.
બીજોરાં કારણ રાય મહાબળ, વ્યંતર દુષ્ટ વિરોધ,
જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો જક્ષ પ્રતિબોધ;
નવલાખ જપંતા થાયે જિનવર, એવો છે અધિકાર, સો૦ ૩
પલ્લિપતિ શીખ્યો મુનિવર પાસે, મહા મંત્ર મન શુદ્ધ,
પરભવ તે રાજસિંહ પૃથ્વીપતિ, પામ્યો પરીગળ રૂદ્ધ;
એ મંત્ર થકી અમરાપૂર પહોંચ્યો, ચારૂદત્ત સુવિચાર—સો૦ ૪

સન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાળ,
દીઠો શ્રી પાસ કુમારે પન્નગ, અધ બળતો તે ટાળ;
સંભળાવ્યો શ્રીનવકાર સ્વયં મુખ, ઈંદ્રભુવન અવતાર—સો૦ ૫.
મન શુદ્ધે જપતાં મયણાસુંદરી, પામી પ્રિય સંયોગ,
ઇણ ધ્યાને કષ્ટ ટળ્યું ઉંબરનું રક્તપિત્તનો રોગ;
નિશ્ચયશું જપતાં નવનિધિ થાએ, ધર્મતણો આધાર—સો૦ ૬
ઘટમાંહી કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત,
પરમેષ્ઠિ પ્રભાવે, હાર ફૂલનો વસુધા માંહી વિખ્યાત;
કમળાવતિયે પીંગળ કીધો, પાપ તણો પરીહાર—સો૦ ૭.

ગયણા ગણ જાતિ રાખી ગ્રહીને, પાડી બાણ પ્રહાર,
પદ પંચ સુણતા પાંડુપતિ ઘર, તે થઇ કુંતા નાર;
એ મંત્ર અમુલક મહિમા મંદિર, ભવ દુઃખ ભંજણહાર—સો૦ ૮
કંબળ ને સંબળ કાદવ કાઢ્યા, શકટ પાંચશે માન.
દીધે નવકાર ગયા દેવલોકે, વિલસે અમર વિમાન;
એ મંત્ર થકી, સંપતિ વસુધા મળે, વિચરે જૈન વિહાર—સો૦ ૯
આગે ચોવીશી હુઈ અનંતી, હોશે વાર અનંત,
નવકાર તણી કોઇ આદિ ન જાણે, ઇમ ભાંખે અરિહંત;
પૂરવ દિશિ ચારે આદિ પ્રપંચે સમર્યા સંપતિ સાર સો૦ ૧૦

પરમેષ્ઠિ સુર પદ તે પણ પામે, જે કૃતકર્મ કઠોર,
પુંડરગિરિ ઉપર પરતક્ષ પેખ્યો, મણિધરને એક મોર;
સદગુરૂની સનમુખ વિધિએ સમરતાં, સફળ જન્મ સંસાર સો૦ ૧૧

શુળીકા રોપણ તસ્કર કીધો, લોહખરો પરસિદ્ધ,
તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની રૂદ્ધ:
શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં, સુરે કરી મનોહાર સો૦ ૧૨

પંચ પરમેષ્ઠિ જ્ઞાનજ પંચહ, પંચ દાન ચારિત્ર,
પંચ સજ્ઝાય મહાવ્રત પંચહ, પંચ સુમતિ સમકીત;
પંચ પ્રમાદહ વિષય તજો પંચ, પાળો પંચાચાર સો૦ ૧૩

(કળશ છપ્પય)

નિત જપીએ નવકાર, સાર સંપત્તિ સુખદાયક,
શુદ્ધ મંત્ર એ શાશ્વતો, એમ જપે શ્રી જગનાયક;
શ્રી અરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણીજે,
શ્રી ઉવઝાય સુસાધુ, પંચ પરમેષ્ટિ થુણીજે.
નવકાર સાર સંસાર છે, કુશળ લાભ વાચક કહે,
એક ચિતે આરાધતાં, વિવિધ રૂદ્ધિ વાંછિત લહે. ૧૪

ચોપાઇ.

આનુપૂર્વી ગણજ્યો જોય, છમાસી તપનું ફળ હોય,
સંદેહ નવ આણો લગાર, નિર્મળ મને જપો નવકાર. ૧
શુદ્ધ વસ્ત્રે ધરી વિવેક, દિન દિન પ્રત્યે ગણવી એક,
એમ આનુપૂર્વિ જે ગણે, તે પાંચસે સાગરના પાપને હણે. ૨

દોહરા.

એક અક્ષર નવકારનો, શુદ્ધ ગણે જે સાર,
તે બાંધે શુભ દેવનું, આયુષ્ય અપરંપાર ૧

ઓગણીશલાખ ત્રેસઠહજાર, બસેંબાસઠ પળ,
ત્યાંહાં સુધી તે ભોગવે, નવકાર મંત્રનું ફળ. ૨
અશુભ કર્મકે હરણકું, મંત્ર બડો નવકાર,
વાણી દ્વાદશ અંગમેં, દેખ લીયો તત્વસાર. ૩

## આનુપૂર્વી ગણવાની રીત.

૧ હોય ત્યાં નમો અરિહંતાણં,
૨ હોય ત્યાં નમો સિદ્ધાણં,
૩ હોય ત્યાં નમો આયરિયાણં,
૪ હોય ત્યાં નમો ઉવજ્ઝાયાણં,
૫ હોય ત્યાં નમો લોએસવ્વસાહૂણં, કહેવું.

૧

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ |
| ૧ | ૩ | ૨ | ૪ | ૫ |
| ૩ | ૧ | ૨ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ |
| ૩ | ૨ | ૧ | ૪ | ૫ |

૨

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૩ | ૫ |
| ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૪ | ૨ | ૧ | ૩ | ૫ |

૩

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૨ | ૫ |
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ |

૪

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
| ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૨ | ૧ | ૫ |

૫

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૫ | ૪ |
| ૨ | ૧ | ૩ | ૫ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૫ | ૪ |
| ૩ | ૧ | ૨ | ૫ | ૪ |
| ૨ | ૩ | ૧ | ૫ | ૪ |
| ૩ | ૨ | ૧ | ૫ | ૪ |

૬

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૫ | ૩ | ૪ |
| ૨ | ૧ | ૫ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૫ | ૧ | ૩ | ૪ |
| ૫ | ૨ | ૧ | ૩ | ૪ |

૭

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | ૨ | ૪ |
| ૩ | ૧ | ૫ | ૨ | ૪ |
| ૧ | ૫ | ૩ | ૨ | ૪ |
| ૫ | ૧ | ૩ | ૨ | ૪ |
| ૩ | ૫ | ૧ | ૨ | ૪ |
| ૫ | ૩ | ૧ | ૨ | ૪ |

૮

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૧ | ૪ |
| ૩ | ૨ | ૫ | ૧ | ૪ |
| ૨ | ૫ | ૩ | ૧ | ૪ |
| ૫ | ૨ | ૩ | ૧ | ૪ |
| ૩ | ૫ | ૨ | ૧ | ૪ |
| ૫ | ૩ | ૨ | ૧ | ૪ |

૯

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૫ | ૩ |
| ૨ | ૧ | ૪ | ૫ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૫ | ૩ |

૧૦

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૫ | ૪ | ૩ |
| ૨ | ૧ | ૫ | ૪ | ૩ |
| ૧ | ૫ | ૨ | ૪ | ૩ |
| ૫ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૫ | ૨ | ૧ | ૪ | ૩ |

૧૧

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૫ | ૨ | ૩ |
| ૪ | ૧ | ૫ | ૨ | ૩ |
| ૧ | ૫ | ૪ | ૨ | ૩ |
| ૫ | ૧ | ૪ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૪ | ૧ | ૨ | ૩ |

૧૨

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
| ૪ | ૨ | ૫ | ૧ | ૩ |
| ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| ૫ | ૨ | ૪ | ૧ | ૩ |
| ૪ | ૫ | ૨ | ૧ | ૩ |
| ૫ | ૪ | ૨ | ૧ | ૩ |

૧૩

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૫ | ૨ |
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ |

૧૪

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | ૪ | ૨ |
| ૩ | ૧ | ૫ | ૪ | ૨ |
| ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૫ | ૧ | ૩ | ૪ | ૨ |
| ૩ | ૫ | ૧ | ૪ | ૨ |
| ૫ | ૩ | ૧ | ૪ | ૨ |

૧૫

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૫ | ૩ | ૨ |
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ |
| ૧ | ૫ | ૪ | ૩ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ |
| ૫ | ૪ | ૧ | ૩ | ૨ |

૧૬

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૫ | ૪ | ૩ | ૧ | ૨ |

૧૭

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |

૧૮

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |

૧૯

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૩ | ૧ |
| ૪ | ૨ | ૫ | ૩ | ૧ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |
| ૫ | ૨ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૫ | ૨ | ૩ | ૧ |
| ૫ | ૪ | ૨ | ૩ | ૧ |

૨૦

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
| ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

## —: જિનદેવ સ્તુતિ :—

( રાગ-ૐ જય જગદીશ હરે. )

ૐ જય જીનવર સ્વામી, પ્રભુ જય જીનવર સ્વામી;
સંકટ હરણમ્ શાંતિ કરણમ્, જય જીનવર સ્વામી—ટેક.
સુખ કરણમ્ દુઃખ હરણમ્, સ્વામી તુમ કેવલજ્ઞાની; પ્રભુ તુમ૦
ચિંતા ચૂરણ આશા પૂરણ, અમૃતસમ ગાની....ૐ જય-૧
રોગ નસાવે શોક મિટાવે, વિષ અમૃત હોવે,-પ્રભુ વિષ૦
જો ધ્યાવે સુખ પાવે, ભવ ભવ દુઃખ ખોવે....ૐ જય ૨.
નામકો માલા રટનેવાલા, હો જાવે આલા-પ્રભુ હો૦
દીન દયાલા તૂ રખવાલા, ભક્તકા પ્રતિપાલા....ૐ જય ૩.
અગનિત થારી મહિમા ભારી, જાને નર નારી-પ્રભુ જાને૦
'નાથુ મુનિ'લી શરણ ચરણકી, કરો સહાય મ્હારી-ૐ જય ૪.

## ◇ નવપદની આરતિ ◇

ૐ જય જયકાર કરે, સુરપતિ જય જયકાર કરે,
શુદ્ધ ભાવોંસે જો જન, નવ પદ ધ્યાન ધરે—ૐ ટેક.
અ સિ આ ઉ સા ય નમઃ યે, પાંચોં પદ સુમરે; પ્રભુ પાંચોં.
દર્શન જ્ઞાન ચરિત તપ, મંગલાચાર કરે.-ૐ જય....૧
જન્મ મરણ મિટ જાવે, તીનોં તાપ હરે, પ્રભુ તીનોં.
ભવ સિંધુસે નૈયા, નવ પદ પાર કરે.-ૐ જય...૨
કલ્પવૃક્ષ, કામધેનુ હૈ, જગમેં નામ યહી; પ્રભુ જગમેં.
ચિંતામણિ હૈ નામ પ્રભુકા, ચિંતા રહે ન સહી.-ૐ જય....૩
શુદ્ધ હૃદયસે જો કોઈભી, નવ પદ યાદ કરે; પ્રભુ નવ.
સુર સુરેન્દ્ર સંકટમેં, રક્ષા આય કરે.-ૐ જય...૪
રોગ શોક ભય નાસે, સંકટ દૂર ટળે; પ્રભુ સંકટ.
"રામ" મુનિ કહે નવ પદ, સુમરે આશ ફળે.-ૐ જય...૫

## —: પંચ જ્ઞાનની આરતિ :—

જય પારસદેવા. (પ્રભુ) જય પારસદેવા,
સુરનર કરે તારી સેવા (૨), ત્રણ જુગના દેવા. જયદેવ (૨)–૧

પહેલું રે મતિ જ્ઞાન, અઠ્ઠાવીસ ભેદે, પ્રભુ અઠ્ઠા૦
અષ્ટ કરમને છેદે (૨), પાપનાં દળ ભેદે........જયદેવ (૨)-૨

બીજું રે શ્રુત જ્ઞાન, ચૌદા વીસ બુઝ્ઝા; પ્રભુ ચૌદા૦
ચૌદ પૂરવધર સુદ્ધાં (૨), ભાગે ભવ ક્ષુદ્ધા....જયદેવ (૨)–૩

ત્રીજી રે આરતિ, અવધી જ્ઞાન કેરી; પ્રભુ અવધી૦
મટાડે ભવની ફેરી (૨). સેવા કરૂં તેરી........જયદેવ (૨)–૪

ચોથી રે આરતિ, મનઃપર્યવ જાણો; પ્રભુ મનઃપર્યવ૦
દોય ભેદનો રાણો (૨), મુક્તિ સકરાણો........જયદેવ (૨)–૫

પંચમી આરતિ, કેવળ એક ભાખ્યું; પ્રભુ કેવળ૦
અખંડ સુખ જેણે ચાખ્યું (૨), અજરામર રાખ્યું. જયદેવ (૨)–૬

એ પંચ જ્ઞાનની આરતિ, જે કોઇ ગાશે; પ્રભુ જે કોઇ૦
સમકિત શુદ્ધ અભિલાષે (૨), 'સૌભાગ્ય' ગુણ ગાશે.
જયદેવ (૨)–૭

## શ્રી અરિહંત સ્તુતિ.

નમું નમું રે દેવ અરિહંતા, પ્રભુ શિવ રમણી કે કંતા રે,
નમું નમું રે દેવ અરિહંતા–ટેક૦

ઘન ઘાતી કરમ સબ હંતા, (૨) સબ જાનત કેવળ વંતા રે...નમું૦
પ્રભુ અતિશય ચોત્રીસ સોહંતા, (૨) પ્રભુ તીન ભુવનમેં મહંતા રે...નમું૦
એક જોજન વાણી વાગરંતા, (૨) ચાર તીર્થકી સ્થાપના કરંતા રે...નમું૦
ત્રિલોક ઋષિ તન મનસે નમંતા, (૨) શીવ દેન્દે શ્રી ભગવંતા રે...નમું૦

## ⊙ ચોવીસ જિન પ્રાર્થના. ⊙

રીખવ અજીત જીનનાથ, સંભવ અભિનંદના,
સુમતિ પદમ સુપાર્શ્વ, ચંદ્ર પ્રભુ વંદના. ૧
સુવિધિ શીતળ શ્રેયાંસ, કે વાસુપૂજય ધ્યાઇએ,
વિમળ અનંત ધર્મનાથ, શાંતિ ગુણ ગાઇએ. ૨
કુંથુ અરંચ મલ્લિનાથ, મુનિસુવ્રત નિર્મળા,
નમિ અરિષ્ટ નેમિનાથ, પારસ મહાવીર ભલા. ૩
એ ચોવીસાનાં નામ કે, નિત્ય પ્રત્યે ભજો,
હિંસા જૂઠ અદત્ત, મૈથુન પરિગ્રહ તજો. ૪
એ ચોવીસીનાં નામ કે, નિત્ય પ્રત્યે ગાઇએ,
જન્મ મરણ દુઃખ દૂર, મુક્તિ પદ પાઇએ. ૫
વીસે વાંદું વેરમણ, અગિઆરે વાંદુ ગણધરા,
બેઉ કરજોડી નામું શીશકે, સાચા જીનેશ્વરા. ૬
કવીશ્વર કહે કરજોડ, સુણોરે ભવિ પ્રાણિયા,
કર્મ હરણ એ ઉપાય કે, જુગમાં જાણિયા. ૭
સાચો તે શ્રી જૈન ધર્મ, વ્યસન વશમાં હું વસ્યો,
ચાલ્યો કુકર્મની ચાલ, ચોરાશીમાં ભટકીઓ. ૮
ભમ્યો અનંતો કાલ કે, ધર્મ વિના કુગતિમાં.
પ્રભુ કરજો મુજ ઉપર, મહેર કે, મેલજો સુગતિમાં. ૯

## ⊜ શ્રી ચોવીસ જિન આરતિ. ⊜

જય મુક્તિ દાતા, પ્રભુ જય મુક્તિ દાતા,
તુજને વંદન કરીએ (૨) ગુણ તારા ગાતા—જયદેવ જયદેવ-ટેક.
આદિનાથ અજીત સંભવ સુખકારી, પ્રભુ સંભવ૦
કષ્ટ હમારાં કાપો, હે ભવ ભય હારી...જયદેવ૦ ૧
અભિનંદન સુમતિ પદ્મ તું મુજ પ્યારો, પ્રભુ પદ્મ૦
સુપાર્શ્વ ચંદ્ર સુવિધિ, શીતળ ભવ તારો...જયદેવ૦ ૨

શ્રેયાંસ વાસુ વિમલ, અનંત ગુણ ભરીયા,-પ્રભુ અનંત૦
કષ્ટ ભવોનાં કાપી, શિવ રમણી વરીયા.....જયદેવ૦ ૩

ધર્મ ધુરંધર નાથ. આપ વર્યા મુક્તિ,-પ્રભુ આપ૦
શાંતિનાથ સુણો શ્રવણે, દાસ તણી યુક્તિ.. ...જયદેવ૦ ૪

કુંથુનાથ કાઢે કાંદ કુવનમાંથી-પ્રભુ કાંદ૦
અરમલ્લિને પ્રણમું (૨) તારો કર સાથી......જયદેવ૦ ૫

મુનિ સુવ્રત મહારાજ, અગણિત સુજ ખામી,-પ્રભુ અગણિત૦
વંદુ થિર હું નામી, (૨) તારો અંતરજામી......જયદેવ૦ ૬

નમીનાથ ભગવાન, ભાવ ધરી ભાજો,-પ્રભુ ભાવ૦
નિર્મળ નેમ નગીના (૨) દુઃખ સર્વે ટાળો......જયદેવ૦ ૭

પાર્શ્વ પરમકૃપાળ, જન પાલણુ હારો,-પ્રભુ જન૦
વર્ધમાન જિન વંદું (૨) ભવ જળથી તારો .....જયદેવ૦ ૮

ચોવીસ જીન ભક્તિ, ભાવ ધરી કરશે,-પ્રભુ ભાવ૦
જન્મ મરણ દુઃખ ટાળી (૨) મુક્તિને વરશે......જયદેવ૦ ૯

નમી તુજને કહે 'નેમ' નાથ તું છે મારો,-પ્રભુ નાથ૦
જૈન પ્રવર્તક મંડળ (૨) શાસન સહુ તારો......જયદેવ૦ ૧૦

## ૐ શ્રી મહાવીર પ્રભુની આરતિ. ૐ

જય સુખના સ્વામી, પ્રભુ જય સુખના સ્વામી,
તુજને વંદન કરીએ, ભવ ભવ નવ ભમીયે.
જયદેવ જયદેવ...ભવ ભવ નવ ભમીએ...ટેક.

'સિદ્ધારથના' સુત, 'ત્રિશલા' માતાના જાયા-પ્રભુ ત્રિશલા.
'જસોદાના' છો કંથ કે, ત્રિભુવન ગુણ ગાયા-જયદેવ૦ ૧

બાલપણામાં આપ, ગયા રમવા કાજે-પ્રભુ ગયા૦
દેવતાએ દીધો પરચો, બિવરાવા કાજે...જયદેવ૦ ૨

પહેલી વારનું રૂપ, લીધું નાગ તણું-પ્રભુ લીધું૦
બીજી વારનું રૂપજ, ધરીયું બાળ તણું...જયદેવ૦ ૩
સહુ બાળક બીધા પ્રભુ, પોતે નહીં બીધા-પ્રભુ૦
દેવનું નહિ કંઇ ચાલ્યું, થાકી ગયા ચાલી...જયદેવ૦ ૪
એવા છો ભગવંત, 'મહાવીર' તુમ જાણું-પ્રભુ મહા૦
હોય ભલે રંક રાયા, વંદે સહુ તમને...જયદેવ૦ ૫

## પ્રતિક્રમણ સજ્ઝાય.

પંચ પ્રમાદ તજી પડિક્કમણું, સાંજ સવારે કીજે;
અરિહંત સિદ્ધ સદ્‌ગુરૂની સાખે, પાપ આ લોવણ લીજે.
સંગે કર મન રંગ હો રાજ પડિક્કમણું મન ચંગે. ૧

જ્ઞાન અક્ષર ઓછો અધિકો. કાનો માત્રા ભાખ્યો;
જીન શાસનમાં શંકા કંખા. મિથ્યાત મનમાં રાખ્યો. સંગે. ૨

જીવ છકાયનો આરંભ સમારંભ, તીવ્ર પરિણામે કીધો;
ક્રોધ કષાય કરી જૂઠું બોલ્યો, અદત્તા દાનજ લીધો. સંગે. ૩

પરસ્ત્રી દેખી પ્રેમ વધાર્યો, ધન લોભે લલચાયો;
દશે દિશાની અધિકી રાવઈ, ખાવણ પીવણ રાચ્યો. સંગે. ૪

કરમાદાણી અનર્થો દંડે, સામાયિક શુદ્ધ નવિ આવે;
દિશાવગાસી વ્રત, આઠમ-પાખી, પોષો ભલે ન લાવે. સંગે. ૫

જમવા વેળા જમવા બેઠો, સાધુ ચિંતવણા વીસરીયો;
સંલેહણા તપ વીરજીએ ભાખ્યો, એકસો ચોવીસ દૂષણ ભરીયો.
સંગે. ૬

જાણે અજાણે જે પડિક્કમશે, કર્મે તે હળવો થાશે;
વરૂણ નાગ નટવાના દ્રષ્ટાંતે, તે ભવસાગર તરશે

સામાયિક પોષો ને પડિક્કમણું, આસ્થા ર...
નવા નગરે મુનિ 'તેજસિંહ' ભાખ

## પ્રતિક્રમણની સઝ્ઝાય.

કર પડિક્કમણું રે ભાવશું, દોય ઘડી શુભ ધ્યાન લાલ રે;
પરભવ જાતાં જીવને, સંબળ સાચું જાણ લાલ રે. કર૦ ૧
'શ્રીવીર' મુખ ઇમ ઉચ્ચરે. શ્રેણિકરાય પ્રતિ વાણ લાલ રે;
લાખ ખાંડી સોના તણી, દિયે દિન દિન પ્રત્યે દાન લાલ રે. કર૦ ૨
લાખ વરસ લગેં તે વળી, એમ દીએ દ્રવ્ય અપાર લાલ રે;
એક સામાયિકને તોલે, ના'વે તેહ લગાર લાલ રે. કર૦ ૩
સામાયિક ચઉવિસંત્થો, વંદના દોય દોય વાર લાલ રે;
વ્રત સંભાળો ને આપણાં, પાળો તે નિરતિચાર લાલ રે. કર૦ ૪
કર કાઉસગ્ગ શુભ ધ્યાનનો. પચ્ચખાણ શુદ્ધ વિચાર લાલ રે;
બેઉ સંધ્યાએ તે વળી. ટાળો ટાળો અતિચાર લાલ રે. કર૦ ૫
સામાયિક પ્રસાદથી, લહીએ અમર વિમાન લાલ રે;
'સિંહ મુનિ' એમ ઉચરે, એ છે મુક્તિ નિદાન લાલ રે. કર૦ ૬

---

### —: વિચારો અને જીવનમાં ઉતારો :—

૧ ઉદાર બનો પણ ઉડાઉ ન બનો.
૨ કરકસરીયા બનો, પણ કંજૂસ ન બનો.
૩ સ્વતંત્ર થાઓ પણ સ્વચ્છંદી ન થાઓ.
૪ નમ્ર થાઓ પણ નમાલા ન થાઓ.
૫ નવું શીખો પણ જૂનું ન વિસારો.
૬ વિદ્યા ભણો પણ વિનય ન વિસારો.
૭ આગળ વધો પણ પાછા ન હઠો.
૮ સ્પર્ધા કરો પણ ઈર્ષ્યા ન કરો.
૯ સત્યનો આગ્રહ રાખો પણ દુરાગ્રહ કદી ન રાખો.
૧૦ પાપને ધિક્કારો પણ પાપીને ન ધિક્કારો.
૧૧ પ્રભુ પ્રાર્થના કરો પણ તમારી પ્રાર્થના કરનારને ન વિસારો.
૧૨ જિંદગી ખાતર ખાનપાન છે પણ ખાનપાન ખાતર જિંદગી નથી.
૧૩ પરોપકાર એ મોટામાં મોટું પુણ્ય છે.
૧૪ વિશ્વાસ ઘાત એ મોટામાં મોટું પાપ છે.

પહેલી વારનું રૂપ, લીધું નાગ તણું-પ્રભુ લીધું૦
બીજી વારનું રૂપજ, ધરીયું બાળ તણું.. જયદેવ૦ ૩

સહુ બાળક બીધા પ્રભુ, પોતે નહીં બીધા-પ્રભુ૦
દેવનું નહિ કંઇ ચાલ્યું, થાકી ગયા ચાલી...જયદેવ૦ ૪

એવા છો ભગવંત, 'મહાવીર' તુમ જાણું-પ્રભુ મહા૦
હોય ભલે રંક રાયા, વંદે સહુ તમને...જયદેવ૦ ૫

## ● પ્રતિક્રમણ સઝ્ઝાય. ●

પંચ પ્રમાદ તજી પડિક્કમણું, સાંજ સવારે કીજે;
અરિહંત સિદ્ધ સદ્દગુરૂની સાખે, પાપ અ લોવણ લીજે.
સંગે કર મન રંગ હો રાજ પડિક્કમણું મન ચંગે. ૧

જ્ઞાન અક્ષર ઓછો અધિકો. કાનો માત્રા ભાખ્યો;
જીન શાસનમાં શંકા કંખા મિથ્યાત મનમાં રાખ્યો. ચંગે.

જીવ છકાયનો આરંભ સમારંભ, તીવ્ર પરિણામે કીધો;
ક્રોધ કષાય કરી જૂઠું બોલ્યો, અદત્તા દાનજ લીધો. સંગે.

પરસ્ત્રી દેખી પ્રેમ વધાર્યો, ધન લોભે લલચાયો;
દશે દિશાની અધિકી રાવઈ, ખાવણ પીવણ રાગ્યો. સંગે.

કરમાદાણી અનર્થો દંડે, સામાયિક શુદ્ધ નવિ આવે;
દિશાવગાસી વ્રત, આઠમ-પાખી, પોસો ભલે ન ભાવે. સંગે.

જમવા વેળા જમવા બેઠો, સાધુ ચિંતવણા વીસરીયો;
સંલેહણા તપ વીરજીએ ભાખ્યો, એકસો ચોત્રીસ દૂષણ ભરીયો.
સંગે.

જાણે અજાણે જે પડિક્કમશે, કર્મો તે દળતો વાશે;
વરૂણ નાગ નટવાના દ્રષ્ટાંતે, તે ભવસાગર તરશે. સંગે.

સામાયિક પોસો ને પડિક્કમણું, આસ્થા સહિત જે કરશે;
નવા નગરે મુનિ 'તેજસિંહ' ભાખે, દયા ધર્મથી તરશે. સંગે.

## પ્રતિક્રમણની સજ્ઝાય.

કર પડિક્કમણું રે ભાવશું, દોય ઘડી શુભ ધ્યાન લાલ રે;
પરભવ જાતાં જીવને, સંબળ સાચું જાણ લાલ રે. કર૦ ૧
'શ્રીવીર' મુખ ઇમ ઉચ્ચરે. શ્રેણિકરાય પ્રતિ વાણ લાલ રે;
લાખ ખાંડી સોના તણી, દિયે દિન દિન પ્રત્યે દાન લાલ રે. કર૦ ૨
લાખ વરસ લગે તે વળી, એમ દીએ દ્રવ્ય અપાર લાલ રે;
એક સામાયિકને તોલે, ના'વે તેહ લગાર લાલ રે. કર૦ ૩
સામાયિક ચઉવિસંથ્થો, વંદના દોય દોય વાર લાલ રે;
વ્રત સંભાળો ને આપણાં, પાળો તે નિરતિચાર લાલ રે. કર૦ ૪
કર કાઉસ્સગ્ગ શુભ ધ્યાનનો, પચ્ચખાણ શુદ્ધ વિચાર લાલ રે;
બેઉ સંધ્યાએ તે વળી, ટાળો ટાળો અતિચાર લાલ રે. કર૦ ૫
સામાયિક પ્રસાદથી, લહીએ અમર વિમાન લાલ રે;
'સિંહ મુનિ' એમ ઉચરે, એ છે મુક્તિ નિદાન લાલ રે. કર૦ ૬

---

## —: વિચારો અને જીવનમાં ઉતારો :—

૧ ઉદાર બનો પણ ઉડાઉ ન બનો.
૨ કરકસરીયા બનો, પણ કંજૂસ ન બનો.
૩ સ્વતંત્ર થાઓ પણ સ્વચ્છંદી ન થાઓ.
૪ નમ્ર થાઓ પણ નમાલા ન થાઓ.
૫ નવું શીખો પણ જૂનું ન વિસારો.
૬ વિદ્યા ભણો પણ વિનય ન વિસારો.
૭ આગળ વધો પણ પાછા ન હઠો.
૮ સ્પર્ધા કરો પણ ઇર્ષ્યા ન કરો.
૯ સત્યનો આગ્રહ રાખો પણ દુરાગ્રહ કદી ન રાખો.
૧૦ પાપને ધિક્કારો પણ પાપીને ન ધિક્કારો.
૧૧ પ્રભુ પ્રાર્થના કરો પણ તમારી પ્રાર્થના કરનારને ન વિસારો.
૧૨ જિંદગી ખાતર ખાનપાન છે પણ ખાનપાન ખાતર જિંદગી નથી.
૧૩ પરોપકાર એ મોટામાં મોટું પુણ્ય છે.
૧૪ વિશ્વાસ ઘાત એ મોટામાં મોટું પાપ છે.

# પ્રાતઃસ્મરણીય પ્રાર્થના-સમુચ્ચય.

## શ્રી ચૌદ સ્વપ્ન પ્રભાતિઉં.

( રાગઃ-જળકમળ છાંડી જાને બાળા )

મંગલ સમયે માત ત્રિશલા સુખ શય્યાથી જાગીઆ,
પતિને કહે છે સ્વામિ સુજને ચૌદ સપનાં લાધીઆ. ૧
ચૌદ સપનાં લાધીઆં ને દિવ્ય વાજાં વાગીયાં,
મંગલ સમયે માત ત્રિશલા, સુખ શય્યાથી જાગીયાં. ૨

પહેલે સપને **ગૈવર**[૧] દીઠો, બીજે **વૃષભ**[૨] સોહામણો,
ત્રીજે **કેશરી**[૩] ચોથે સપને, દેવશ્રી **લક્ષ્મી**[૪] તણો. ૩
પંચમે સપને **પુષ્પમાળા**[૫], છઠે **ચન્દ્ર**[૬] અમી ઝર્યો,
સાતમે **સુરજ**[૭] આઠમે **ધ્વજા**[૮], નવમે **કળશ**[૯] અમી ભર્યો. ૪
**પદ્મસરોવર**[૧૦] દશમે દીઠું, **સાયરક્ષીર**[૧૧] એકાદશે,
**દેવનાં**[૧૨] **વિમાન** દીઠાં, સ્વપ્ન દ્વાદશને વિષે. ૫
**રત્નરેલો**[૧૩] તેર સ્વપ્ને, **અગ્નિ શિખા**[૧૪] દીઠી ચૌદમે,
પરમ ઉર આનંદ પ્રગટયો, સ્વામિ સુજને એ સમે. ૬
નમ્ર વિનંતિ નાથ એ કે સ્વપ્નનાં ફળ શું હશે?
કૃપા કરી ફરમાવશો જેથી, પ્રસન્ન મગ-તન મન થશે. ૭
ઉઠી પ્રભાતે ચૌદ સ્વપ્નાં, ગાય શીખેને સાંભળે,
'હીર' કહે એ પુણ્ય પ્રભાવે, મનોરથ મનના ફળે.
ઘરે સંપત્તિ સુખ બહુ મળે. ૮

## ★ ભગવાનને ભૂલશો નહીં. ★

( રાગ-ખોવાયાને ખોળવા પ્રભુ )

દુઃખો તણા ડુંગર પડે, સુખ સાહ્યબી કદી સાંપડે;
તો પણ અરે આ દેહથી, ભગવાનને ભૂલશો નહીં. ૧

વૈભવ મળે લક્ષ્મી મળે. મ્હેલો અને માયા મળે;
એ બે ઘડીની મોજમાં, ભગવાનને ભૂલશો નહીં. ૨

ઝૂલો હિંડોળા ખાટમાં, રંગ ભૂવનમાં મ્હાલ્યા કરો;
એ બે ઘડીની સાહ્યબીમાં, ભગવાનને ભૂલશો નહીં. ૩

બાગો બગીચા પુષ્પના, સુખમાં સુવાસ લીધા કરે;
એ વાસના સ્વપ્ના સમી, ભગવાનને ભૂલશો નહીં. ૪

મંગળ અમંગળ ગૃહ તૂટે, કર્મો કદી નિજ પર રૂઠે;
જ્વાળા ઉઠે તો પણ તમે, ભગવાનને ભૂલશો નહીં. ૫

ભીખ માગવી જગમાં પડે, અપવાદ લોકો બહુ કરે;
તો પણ અરે આ દેહથી. ભગવાનને ભૂલશો નહીં. ૬

## ◆ શ્રી નવકારનો છંદ. ◆

સુખ કારણ ભવિયણ, સમરો નિત નવકાર,
જિનશાસન આગમ, ચૌદ પુરવનો સાર. ૧

એ મંત્રનો મહિમા, કહેતાં ન લહું પાર,
સુરતરૂ જેમ ચિંતિત, વંછિત ફળ દાતાર. ૨

સુર દાનવ માનવ, સેવા કરે કરજોડ,
ભુવિ મંડળ વિચરે, તારે ભવિયણ કોડ. ૩

સુરછંદે વિલસે, અતિશય જાસ અનંત,
પદ પહેલે નમિયે અરિગંજન અરિહંત. ૪

જે પનરે ભેદે, સિદ્ધ થયા ભગવંત,
પંચમી ગતિ પહોંત્યા, આઠ કરમ કરી અંત. ૫
કળ અકળ સરૂપી, પંચાનંતક દેહ,
જિનવર પાય પ્રણમું, બીજે પદ વળી એહ. ૬

ગચ્છ ભાર ધુરંધર, સુંદર શશિહર શોભ,
કરે સારણ વારણ, ગુણ છત્રીશે થોભ. ૭
શ્રુત જાણ શિરોમણિ, સાગર જિમ ગંભીર,
ત્રીજે પદ નમીયે, આચારજ ગુણ ધીર. ૮

શ્રુતધર ગુણ આગમ, સૂત્ર ભણાવે સાર,
તપ વિધિ સંયોગે, ભાંખે અર્થ વિચાર. ૯
મુનિવર ગુણ જુત્તા, કહિએ તે ઉવઝાય,
પદ ચોથે નમીયે, અહોનિશ તેહના પાય. ૧૦

પંચાશ્રવ ટાળે, પાળે પંચાચાર,
તપસી ગુણધારી, વારે વિષય વિકાર. ૧૧
ત્રસ થાવર પીયર, લોકમાંહી જે સાધ,
ત્રિવિધે તે પ્રણમું, પરમારથ જિણે લાધ. ૧૨

અરિ કરિ હરિ સાયણી, ડાયણી ભૂત વૈતાળ,
સવિ પાપ પણાસે, વાધે મંગળ માળ ૧૩
ઇણ સમર્યાં સંકટ, દૂર ટળે તત્કાળ,
એમ જપે જિન પ્રભુ, સુર શિષ્ય રસાળ. ૧૪

## સિદ્ધ પરમાત્માની સ્તુતિ.

(હરિગીત છંદ.)

તુમ તરણ તારણ દુઃખ નિવારણ ભવિક જીવ આરાધનં,
શ્રી નાભીનંદન જગત વંદન નમો સિદ્ધ નિરંજનમ્૦ ૧

જગત ભૂષણ વિગત દૂષણ પ્રણવ પ્રાણ નિરૂપકં,
ધ્યાન રૂપ અનોપ ઉપમ્ નમો સિદ્ધ નિરંજનમ્. ૨
ગગન મંડળ મુકિત પદવી સર્વ ઉર્દ્ધ નિવાસનં,
જ્ઞાન જ્યોતિ અનંત રાજે નમો સિદ્ધ નિરંજનમ્. ૩
અજ્ઞાન નિંદ્રા વિગત વેદન દલિત મોહ નિરાયુષં,
નામ ગોત્ર નિરંતરાયં નમો સિદ્ધ નિરંજનમ્. ૪
વિકટ ક્રોધા માન યોધા માયા લોભ વિસર્જનં,
રાગ દ્વેષ વિમર્દ અંકુર નમો સિદ્ધ નિરંજનમ્. ૫
વિમળ કેવળ જ્ઞાન લોચન ધ્યાન શુકલ સમીરિતં,
યોગીના તિગમ્ય રૂપં નમો સિદ્ધ નિરંજનમ્. ૬
યોગ ને સમો સરણ મુદ્રા પરી પલ્યં કાસનં,
સર્વ દીસે તેજ રૂપં નમો સિદ્ધ નિરંજનમ્. ૭
જગત જીનકે દાસ દાસી તાસ આસ નિરાસનં,
ચંદ્ર રૂપે પરમાનંદ રૂપં નમો સિદ્ધ નિરંજનમ્. ૮
સ્વ સનય સમકીત દ્રષ્ટિ જિનકી સોઆ યોગી અયોગીકં,
દેખતામાં લીન હોવે નમો સિદ્ધ નિરંજનમ્. ૯
તીર્થ સિદ્ધા અતીર્થ સિદ્ધા ભેદ પંચ દસાધિકં,
સર્વ કર્મ વિમુકત ચેતન નમો સિદ્ધ નિરંજનમ્. ૧૦
ચંદ્ર સુર્ય દીપ મણિકી જ્યોતિ તે ન ઉલંઘિતં,
તે જ્યોતિથી અપરમ જ્યોતિ નમો સિદ્ધ નિરંજનમ્. ૧૧.
એકમાંહિ અનેક રાજે અનેકમાંહિ એકકં,
એક અનેકકી નાંહિ સંખ્યા નમો સિદ્ધ નિરંજનમ્. ૧૨.
અજર અમર અલક્ષ અનંતર નિરાકાર નિરંજનં,
પરિબ્રહ્મ જ્ઞાન અનંત દર્શન નમો સિદ્ધ નિરંજનમ્. ૧૩
અતુલ સુખકી લહેરમેં પ્રભુ લીન રહે નિરંતરં,
ધર્મ ધ્યાનથી સિદ્ધ દર્શન નમો સિદ્ધ નિરંજનમ્. ૧૪.

ધ્યાન ધુપં મનઃ પુષ્પં પંચઈંદ્રી હુતાશનં,
ક્ષમા જાપ સંતોષ પુજા, પુજો દેવ નિરંજન. ૧૫
તમે મુક્તિ દાતા કર્મ ઘાતા, દીન જાણી દયા કરો,
સિદ્ધારથ નંદન જગત વંદન, 'મહાવીર જીનેશ્વરં.' ૧૬

## શ્રી સોળ સતિનો છંદ.

**આદિનાથ** આદે જિનવર વંદી, સફળ મનોરથ કીજિએ,
પ્રભાતે ઉઠી મંગળિક કામે, સોળ સતિનાં નામ લીજીએ એ. ૧
બાળકુમારી જગહિતકારી, **બ્રાહ્મી**[૧] ભરતની બેનડીએ,
ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, સોળ સતિમાં જે વડીએ. ૨
બાહુ બળ ભગિની સતીય શિરોમણી, **સુંદરી**[૨] નામે ઋષભ સુતાએ,
અંક સ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનોપમ ગુણ જુતાએ. ૩
**ચંદનબાળા**[૩] બાળપણેથી, શીયળવંતી શુદ્ધ શ્રાવિકાએ,
અડદના બાકુળા વીર પ્રતિલાભ્યા, કેવળ લહિ વ્રત ભાવિકાએ. ૪
ઉગ્રસેન ધુયા ધારિણી નંદની, **રાજેમતિ**[૪] નેમ વલ્લભાએ,
જોબન વેશે કામને જીત્યો, સંજમ લેઈ દેવ દુલ્લભાએ. ૫
પંચ ભરતારી પાંડવ નારી, **દ્રુપદતનયા**[૫] વખાણીએ.
એકસો આઠે ચીર પુરાણાં, શીયળ મહિમા તસ જાણીએ. ૬
દશરથ નૃપની નારી નિરૂપમ, **કૌશલ્યા**[૬] કુળ ચંદ્રિકાએ,
શીયળ સલુણી રામ જનેતા, પુણ્ય તણી પ્રનાળીકા એ. ૭
કોસંબિક ઠામે સંતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીયો એ,
તસ ઘર ઘરણી **મૃગાવતી**[૭] સતી, સુર ભવને જશ ગાજીયો એ. ૮
**સુળશા**[૮] સાચી શીયળે ન કાચી, રાચી નહીં વિષયારસે એ,
મુખડું જોતાં પાપ પલાએ નામ લેતાં મન ઉલ્લસે એ. ૯
રામ રઘુવંશી તેહની કામિની, જનક સુતા **સીતા**[૯] સતીએ,
જગ સહુ જાણે ધીજ કરંતા, અનળ શીતળ થયો શીયળથી એ. ૧૦

સુરનર વંદિત શીયળ અખંડિત, શીવા શીવ પદ ગામનીએ,
જેહને નામે નિર્મળ થઇએ, બલીહારી તસ નામની એ. ૧૧
કાચે તાંતણે ચાલણી બાંધી કૂપ થકી જળ કાઢીયું એ,
કલંક ઉતારવા સતીય સુભદ્રા,[10] ચંપા બાર ઉઘાડીયું એ. ૧૨
હસ્તીનાગપુરે પાંડુરાયની, કુંતા[11] નામે કામિનીએ.
પાંડવ માતા દસે દસારની, બ્હેન પતિવ્રતા પદ્મનીએ[12]. ૧૩
શીળવતી નામે શીળવ્રત ધારિણી, ત્રિવિધે તેહને વંદીએ એ;
નામ જપંતા પાતક જાએ, દરીસણે દુરીત નીકંદીએ એ. ૧૪
નીષીધાનગરી નળહ નરીંદની, દમયંતી[13] તસ ગેહીની એ,
સંકટ પડતાં શીયળજ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ. ૧૫
અનંગ અજીતા જગ જન પૂજીતા પુષ્પચુળા[14] ને પ્રભાવતી[15] એ,
વિશ્વ વિખ્યાતા કામને દમતા, સોળમી સતી પદ્માવતી[16] એ. ૧૬
વીરે ભાખી શાસ્ત્રે સાખી 'ઉદય રતન' ભાખે મુદાએ,
વ્હાણું વાતાં જે નર ભણશે, તે લેશે સુખ સંપદા એ. ૧૭

## ★ શ્રી બૃહત સાધુ વંદના. ★

નમું અનંત ચોવીશી ઋષભાદિક મહાવીર, આરજ ક્ષેત્રમાં ઘાલી ધર્મની શીર,
મહા અતુલ્ય બળિ નર શૂર વીરને ધીર. તીરથ પ્રવર્તાવી, પહોંત્યા ભવજળ તીર.
શ્રીમંધર પ્રમુખ જઘન્ય તીર્થંકર વીશ. છે અઢી દ્વીપમાં જયવંતા જગદીશ,
એકસોને સિત્તેર ઉત્કૃષ્ટ પદે જગદીશ, ધન્ય મ્હોટા પ્રભુજી તેને નમાવું શીશ.
કેવળી બે કોડી ઉત્કૃષ્ટા ૯ કોડિ, મુનિ બે સહસ કોડી, ઉત્કૃષ્ટા નવસહસ કોડી,
વિચરે વિદેહે, મ્હોટા તપસી ઘોર, ભાવે કરિ વંદુ, ટાળે ભવની ખોડ.
ચોવીશે જિનના સઘળા એ ગણધાર ચૌદશેને બાવન તે પ્રણમું સુખકાર,
જિનશાસન નાયક ધન્ય શ્રીવીર જિણંદ, ગૌતમાદિક ગણધર વર્તાવ્યો આણંદ.
શ્રીઋષભદેવના ભરતાદિક સો પુત્ર, વૈરાગ્ય મન આણી સંયમ લિયો અદ્ભૂત,
કેવળ ઉપરાજ્યું, કરી કરણી કરતુત, જિનમત દીપાવી, સઘળા મોક્ષ પહુંત.

શ્રીભરતેશ્વરના હુઆ પટોધર આઠ, આદિત્ય જશાદિક પહોત્યા શિવપૂર વાટ.
શ્રીજિન અંતરના હુવા પાટ અસંખ્ય, મુનિ મુક્તે પહોત્યા ટાળિ કર્મના વંક.
ધન્ય કપિલ મુનિવર નમિ નમું અણગાર,
જેણે તતક્ષણ ત્યાગ્યો સહસ રમણી પરિવાર.
મુનિવર હરકેશી ચિત્ત મુનીશ્વર સાર, શુદ્ધ સંયમ પાળી પામ્યા ભવનો પાર.
વળી ઇષુકાર રાજા ઘેર કમળાવતિ નાર, ભગુ ને જશા તેહના દોય કુમાર.
છયે ઋદ્ધિ છાંડિને લીધો સંયમ ભાર, ઇણ અલ્પકાળમાં પામ્યા મોક્ષ દ્વાર.
વળી સંયતિ રાજા હરણ આહિડે જાય, મુનિવર ગદભાળી આણ્યો મારગ ઠાય.
ચારિત્ર લઇને ભેટયા ગુરૂનાં પાય, ક્ષત્રિરાજ ઋષીશ્વર ચર્ચા કરી ચિત્ત લાય.
વળી દશે ચક્રવર્તિ રાજ્ય રમણી ઋદ્ધિ છોડ,
દશે મુગતે પહોત્યા કુળને શોભા ચોડ.
ઇણ અવસર્પિણીમાં આઠ રામ ગયા મોક્ષ,
બળભદ્ર મુનીશ્વર ગયા પંચમે દેવલોક.
દશાર્ણભદ્ર રાજા વીર વાંદ્યા ધરિ માન, પછે ઇંદ્ર હટાયો દિયો છકાય અભેદાન.
કરકંડુ પ્રમુખ, ચારે પ્રત્યેક બુદ્ધ, મુનિ મુક્તે પહોત્યા જીત્યા કર્મ મહા જોદ્ધ.
ધન્ય મ્હોટા મુનિવર, મૃગાપુત્ર જગીશ, મુનિવર અનાથી જીત્યા રાગ ને રીશ.
વળી સમુદ્રપાળ મુનિ, રાજેમતિ રહનેમ, કેશી ને ગૌતમ પામ્યા શિવપુર ક્ષેમ.
ધન્ય વિજયઘોષ મુનિ, જયઘોષ વળિ જાણ,
શ્રી ગર્ગાચારજ, પહોત્યા છે નિરવાણ.
શ્રીઉત્તરાધ્યયનમાં જિનવરે કર્યાં વખાણ,
શુદ્ધ મને ધ્યાવો, મનમેં ધીરજ આણ.
વળી ખંદક સન્યાસી રાખ્યો ગૌતમ સ્નેહ, મહાવીર સમીપે પંચ મહાવ્રત લેહ.
તપ કઠણ કરીને ઝોંસી આપણી દેહ, ગયા અચ્યુત દેવલોકે ચવિ લેશે ભવ છેહ.
વળી ઋષભદત્ત મુનિ, શેઠ સુદર્શન સાર,
શિવરાજ ઋષીશ્વર, ધન્ય ગાંગેય અણગાર.
શુદ્ધ સંયમ પાળી પામ્યા કેવળ સાર, એ ચારે મુનિવર પહોત્યા મોક્ષ મોઝાર.

ભગવંતની માતા ધન ધન સતી દેવાનંદા,
વળી સતી જયંતિ છોડ દિયા ઘર ફંદા.
સતી મુગતે પહોત્યાં વળી તે વીરના નંદ,
મહાસતી સુદર્શના ઘણી સતીઓના વૃંદ.
વળી કાર્તિક શેઠે પડિમા વહી શૂરવીર,
જમ્યો મહોરા ઉપર તાપસ બળતી ખીર.
પછી ચારિત્ર લીધું, મિત્ર એકસહસ આઠ ભીર,
મરી હુવા શક્રેંદ્ર, ચ્યવિ લેશે ભવ તીર.
વળી રાય ઉદાઈ દિયો ભાણેજને રાજ, પછી ચારિત્ર લેઇને સાર્યાં આતમ કાજ.
ગંગદત્ત મુનિ આણંદ, તરણ તારણ જહાજ,
કુશળ મુનિ રૂડો, દિયો ઘણાને સાજ.
ધન્ય સુનક્ષત્ર મુનિવર સર્વાનુભૂતિ અણગાર,
આરાધિક હુઇને, ગયા દેવલોક મોઝાર.
ચ્યવી મુગતે જાશે, વળી સિંહ મુનીશ્વર સાર,
બીજા પણ મુનિવર, ભગવતિમાં અધિકાર.
વણિકનો બેટો મહોટો મુનિવર મેઘ, તજી આઠ અંતેઉરિ આણ્યો મન સંવેગ.
વીરપે વ્રત લેઇને બાંધી તપની તેગ, ગયા વિજય વિમાને ચ્યવી લેશે શિવવેગ.
ધન્ય થાવર્ચા પુત્ર તજી બત્રીશે નાર, તેની સાથે નીકળ્યા પુરૂષ એક હજાર.
શુકદેવ સંન્યાસી એક સહસ શિષ્ય લાર, પંચસયશું શેલક લીધો સંયમ ભાર.
સર્વ સહસ્ર અઢાઇ ઘણાં જીવોને તાર, પુંડરગિરિ ઉપર કિયો પાદોપગમનું સંથાર.
આરાધિક હુઇને કીધો ખેવો પાર, હુવા મહોટા મુનિવર નામ લિયાં નિસ્તાર.
ધન્ય જિનપાળ મુનિવર દોય ધનાવા સાધ, ગયા પ્રથમ દેવલોકે મોક્ષ જાશે આરાધ.
મલ્લિનાથના છ મિત્ર મહાબળ પ્રમુખ મુનિરાય,
સર્વે મુક્તે સિધાવ્યા મોટી પદવી પાય.
વળી જિતશત્રુરાજા સુબુદ્ધિ નામે પ્રધાન, પોતે ચારિત્ર લેઇને પામ્યા મોક્ષ નિધાન.
ધન્ય તેતળિ મુનિવર દિયો છકાય અભેદાન, પોટિલા પ્રતિબોધ્યા પામ્યા કેવળજ્ઞાન.
ધન્ય પાંચે પાંડવ તજી દ્રૌપદી નાર, સ્થિવરની પાસે લીધો સંયમ ભાર.

શ્રીનેમિ વંદનનો એવો અભિગ્રહ કીધ,માસ માસખમણ તપ શેત્રુંજય જઇ સિદ્ધ.
ધર્મ ઘોષતણા શિષ્ય ધર્મરૂચિ અણગાર કીડીયોની કરૂણા આણી દયા અપાર.
કડવા તુંબાનો કીધો સઘળો આહાર, સર્વાર્થસિદ્ધ પહોત્યા ચ્યવી લેશે ભવ પાર.
વળી પુંડરિક રાજા કુંડરિક ડગીયો જાણ,પોતે ચરિત્ર લેઇને ન ઘાલી ધર્મમાં હાણ.
સર્વાર્થ સિદ્ધ પહોત્યા ચવી લેશે નિરવાણ,શ્રીજ્ઞાતાસૂત્રમાં જિનવરે કર્યાં વખાણ.
ગૌતમાદિક કુમર સગા અઢારે ભ્રાત,સર્વ અંધકવિષ્નુ સુત ધારણિ જ્યારી માત.
તજી આઠ અંતેઉરી કાઢી દીક્ષાની વાત, ચારિત્ર લેઇને કીધો મુક્તિનો સાથ.
શ્રીઅનેક સેનાદિક છયે સહોદર ભાય, વસુદેવના નંદન દેવકી જ્યારી માય.
ભદીલપુર નગરી નાગ ગહાવઇ જાણ, સુળસા ઘેર વધિયા સાંભળી નેમિની વાણ.
તજી બત્રીસ (૨) અંતેઉરી નીકળીયા છટકાય,
નળ કૂબેર સમાણા ભેટયા શ્રીનેમિના પાય.
કરી છઠ છઠ પારણાં મનમેં વૈરાગ્ય લાય,એક માસ સંથારે મુક્તિ બિરાજ્યા જાય.
વળી દારૂક સારણ સુમુખ દુમુખ મુનિરાય,
વળી કુંવર અનાદ્રષ્ટિ ગયા મુક્તિગઢમાંય.
વસુદેવના નદન ધન્ય ધન્ય ગજસુકુમાળ, રૂપે અતિ સુંદર કળાવંત વય બાળ.
શ્રીનેમિ સમીપે છોડયો મોહ જંજાળ, ભિક્ષુની પડિમા ગયા મસાણ મહાકાળ.
દેખી સોમિલ કોપ્યો મસ્તકે બાંધી પાળ, ખેરતણાં ખીરાં શિર ઠવિયાં અસરાળ.
મુનિ નજર ન ખંડી મેટી મનની જાળ, પરિસહ સહીને મુક્તિ ગયા તતકાળ.
ધન્ય જાળી મયાળી ઉવયાલાદિક સાધ, સાંબ ને પ્રદ્યુમન અનિરૂદ્ધ સાધુ અગાધ.
વળી સચ્ચનેમિ દ્રઢનેમિ કરણી કીધી વાદ,
દશે મુક્તે પહોત્યાં જિનવર વચન આરાધ.
ધન્ય અર્જુનમાળી કિયો કદાગ્રહ દૂર, વીરપેં વ્રત લેઇને સત્યવાદી હુવા શૂર.
કરી છઠ છઠ પારણાં ક્ષમા કરી ભરપૂર, છ માસની માંહી કર્મ કિયા ચકચૂર.
કુંવર અઇમુત્તે દીઠા ગૌતમસ્વામ, સુણી વીરની વાણી કીધો ઉત્તમ કામ.
ચારિત્ર લેઇને પહોત્યાં શિવપુર ઠામ,ધુર આદિ મકાઇ અંત અલક્ષ મુનિ નામ.
વળી કૃષ્ણરાયની અગ્રમહિષી આઠ, પુત્ર વહૂ દોય સરખા પુણ્યના ઠાઠ.
જાદવકૂળ સતિયાં ટાળ્યો દુઃખ ઉચાટ, પહોત્યાં શિવપુરમાં એ છે સૂત્રનો પાઠ.

શ્રેણિકની રાણી કાલીઆદિક દશ જાણ, દશે પુત્ર વિયોગે સાંભળી વીરની વાણ.
ચંદનબાળાપે સંયમ લઈ હુવા જાણ, તપ કરી દેહ ઝોંશી પહોંત્યાં છે નિરવાણ.
નંદાદિક તેરે શ્રેણિક નૃપની નાર, સઘળી ચંદનબાળાપે લીધો સંયમ ભાર.
એક માસ સંથારે પહોત્યાં મુક્તિ મોઝાર, એ તેવુંજણાંનો અંતગડમાં અધિકાર.
શ્રેણીકના બેટા જાળિયાદિક તેવીશ, વીરપે વ્રત લેઇને, પાળ્યો વિશ્વાવીશ.
તપ કઠણ કરીને, પૂરી મન જગીશ, દેવલોકે પહોંચ્યા, મોક્ષ જાશે તજી રીશ.
કાકંદિનો ધન્નો તજી બત્રીશે નાર, મહાવીર સમીપે, લીધો સંયમ ભાર.
કરી છઠ છઠ પારણાં આયંબિલ ઉજ્જિત આહાર,
શ્રી વીરે વખાણ્યાં ધન ધન્નો અણગાર.
એક માસ સંથારે સર્વાર્થસિદ્ધ પહુંત, મહાવિદેહ ક્ષેત્રમાં કરશે ભવનો અંત.
ધન્નાની રીતે હુવા નવે સંત, શ્રી અનુત્તરોવવાઇમાં ભાંખી ગયા ભગવંત.
સુબાહુ પ્રમુખ પાંચ પાંચસે નાર, તજી વીરપે લીધાં, પંચ મહાવ્રત સાર.
ચારિત્ર લેઇને પાળ્યાં નિરતિચાર, દેવલોકે પહોંચ્યા, સુખવિપાક અધિકાર.
શ્રેણિકના પૌત્રા પૌમાદિક હુવા દશ, વીરપે વ્રત લેઇને કાઢ્યો દેહનો કસ.
સંયમ આરાધી, દેવલોકમાં જઈ વશ.
મહાવિદેહ ક્ષેત્રમાં મોક્ષ જશે લેઈ જશ.
બળભદ્રના નંદન નિષધાદિક હુવા બાર,
તજી પચાસ (૨) અંતેઉરી ત્યાગ દિયો સંસાર.
સહુ નેમિ સમીપે ચાર મહાવ્રત લીધ, સર્વાર્થસિદ્ધ પહોંચ્યા હોશે વિદેહે સિદ્ધ.
ધન્નો ને શાળિભદ્ર મુનીશ્વરોની જોડ, નારીનાં બંધન તતક્ષણ નાખ્યાં ત્રોડ.
ઘર કુટુંબ કબીલો ધન કંચનની ક્રોડ,
માસ માસખમણ તપ ટાળશે ભવની ખોડ.
શ્રી સુધર્મસ્વામીના શિષ્ય ધન ધન જંબુસ્વામ,
તજી આઠ અંતેઉરી માતપિતા ધન ધામ.
પ્રભવાદિક તારી પહોંત્યાં શિવપુર ઠામ, સૂત્ર પ્રવર્તાવી જગમાં રાખ્યું નામ.

ધન્ય ઢંઢણ મુનિવર કૃષ્ણરાયના નંદ,
શુદ્ધ અભિગ્રહ પાળી ટાળી દિયો ભવ ફંદ.
વળી ખંધક ઋષિની દેહ ઉતારી ખાલ, પરિસહ સહીને ભવ ફેરા દિયા ટાળ.
વળી ખંધક ઋષિના હુવા પાંચશેં શિષ્ય,
ઘાણીમાં પીલ્યા મુક્તિ ગયા તજી રીસ.
સંભૂતિવિજય શિષ્ય ભદ્રબાહુ મુનિરાય, ચૌદ પૂરવધારી ચંદ્રગુપ્ત આણ્યો ઠાય.
વળી આર્દ્રકુમાર મુનિ સ્થુળિભદ્ર નંદિષેણ, અરણિક અઈમુતો મુનીશ્વરોની શેણ.
ચોવીશજિન મુનિવર સંખ્યા અઠ્ઠાવીશ લાખ,
ઉપર સહસ અડતાળીશ સૂત્ર પરંપરા ભાખ.
કોઈ ઉત્તમ વાંચો મોઢે જયણા રાખ, ઉઘાડે મુખ બોલ્યાં પાપ લાગે વિપાક.
ધન્ય મરૂદેવી માતા ધ્યાયો નિર્મળ ધ્યાન, ગજ હોદે પાયો નિર્મળ કેવળજ્ઞાન.
ધન્ય આદેસરની પુત્રી બ્રાહ્મી સુંદરી દોય, ચારિત્ર લેઇને મુક્તિ ગયા સિદ્ધ હોય
ચોવીશે જિનની વડી શિષ્યણી ચોવીશ, સતી મુક્તે પહોત્યાં પૂરી મન જગીશ.
ચોવીશે જિનનાં સર્વ સાધવી સાર, અડતાળીસ લાખને આઠસેં સિત્તેર હજાર.
ચેડાની પુત્રી રાખી ધર્મશું પ્રીત, રાજેમતિ વિજયા મૃગાવતી સુવિનીત.
પદ્માવતી મયણરેહા દ્રૌપદી દમયંતી સીત, ઈત્યાદિક સતીયો ગઈ જન્મારો જીત.
ચોવીશે જીનનાં સાધુ સાધવી સાર, ગયાં મોક્ષ દેવલોકે હૃદયે રાખો ધાર.
ઈણ અઢી દ્વીપમાં ઘરડા તપસી બાળ,
શુદ્ધ પંચ મહાવ્રતધારી, નમો નમો ત્રણકાળ.
એ જતિયો સતિયોનાં લીજે નિત્ય પ્રત્યે નામ,
શુદ્ધ મને ધ્યાવો, એહ તરણનો ઠામ.
એ જતિયો સતિયોશું રાખો ઉજ્વળ ભાવ,
એમ કહે ઋષિ જેમલ એ તરણનો દાવ.
સંવત અઢાર ને વર્ષ સાતો શિરદાર,
શહેર ઝાલોરમાંહી એહ કહ્યો અધિકાર.

# ⊙ શ્રી લઘુ સાધુ વંદના. ⊙

સાધુજીને વંદના નિત નિત કીજે, પ્રહ ઉગમતે સૂર રે પ્રાણી;
નીચ ગતિમાં તે નવિ જાવે, પામે રિદ્ધિ ભરપૂર રે પ્રાણી.—સા૦ ૧

મોટા તે પંચ મહાવ્રત પાળે, છકાયનાં પ્રતિપાળ રે પ્રાણી;
ભ્રમર ભિક્ષા મુનિ સુઝતી લેવે, દોષ બેતાલીશ ટાલ રે પ્રાણી.—સા૦ ૨

રિદ્ધિ સંપદા મુનિ કારમી જાણે, દીધી સંસારને પૂંઠ રે પ્રાણી;
એરે પુરૂષારી બંદગી કરતાં, આઠે કરમ જાય તૂટ રે પ્રાણી.—સા૦ ૩

એક એક મુનિવર રસના ત્યાગી, એકેકા જ્ઞાન ભંડાર રે પ્રાણી;
એક એક મુનિવર વૈયાવચ્ચ વૈરાગી, એના ગુણનો નાવે પાર રે પ્રાણી.—સા૦ ૪

ગુણ સત્તાવીસ કરીને દીપે, જીત્યા પરિસા બાવીસ રે પ્રાણી;
બાવન તો અનાચીરણ ટાળે, તેને નમાવું મારૂં શીશ રે પ્રાણી.—સા૦ ૫

જહાજ સમાન તે સંત મુનીશ્વર, ભવ્ય જીવ બેસે આય રે પ્રાણી;
પર ઉપકારી મુનિ દામ ન માગે, દેવે તે મુક્તિ પોચાય રે પ્રાણી.—સા૦ ૬

એ ચરણે પ્રાણી શાતારે પાવે, પાવે તે લીલ વિલાસ રે પ્રાણી;
જન્મ જરા અને મરણ મિટાવે, નાવે ફરી ગર્ભાવાસ રે પ્રાણી.—સા૦ ૭

એક વચન એ સતગુરૂ કેરો, જો બેસે દિલમાંય રે પ્રાણી;
નરક ગતિમાં તે નહિ જાવે, એમ કહે જીનરાય રે પ્રાણી.—સા૦ ૮

પ્રભાતે ઉઠીને ઉત્તમ પ્રાણી, સુણો સાધુનાં વ્યાખ્યાન રે પ્રાણી;
એ પુરૂષોની સેવા કરતાં, પાવે તે અમર વિમાન રે પ્રાણી.—સા૦ ૯

સંવત અઢાર ને વર્ષ અડત્રીસે, બુરી તે ગામ ચોમાસ રે પ્રાણી;
મુનિ આસકરણજી એણીપેરે જંપે, હું તો ઉત્તમ સાધુનો દાસ રે પ્રાણી.
સાધુજીને વંદના નિત નિત કીજે. ૧૦



## શાંતિનાથ પ્રાર્થના.

( રાગ-છોટી બડી સૈંયારે જાલીકામોરા કાટના. )

શ્રી શાંતિનાથ ભગવાન, શાંતિ તો વર્તાવના—ટેક.
વિશ્વસેન રાજાજી કે નંદન, અવતરે અચલાકે કૂખ,
સરવાર્થ સિદ્ધસે આવના—૧.
જન્મ લે તેહી મરકી નિવારી, ઘર ઘર મંગલાચાર,
સૈંયા ગાવે વધાવના—૨.
ષટખંડકી પ્રભુ રૂદ્ધિ ત્યાગી, લેકર સંયમ ભાર,
કેવલકા હુવા પાવના—૩.
શાંતિ નામ હૈ પરમ જગતમેં, સુખ સંપત દાતાર,
વિઘ્ન તો વિર લાવના—૪.
શાંતિ જાપસે વિષ અમૃત હો, નિર્ધન હો ધનવાન,
ફલેગો સારી ભાવના—૫.
પ્રાત: ઊઠી ૐ શાંતિ જપતે, રોગ શોક મીટ જાય,
અક્ષય સુખ પાવના—૬
ગુરૂ પ્રસાદે **ચોથમલ** કહે, મનકા મનોરથ પૂર.
દરશનકી મેરી ભાવના—૭

---

## શ્રી શાંતિનાથનો છંદ.

નગર હત્થિણાપુર અતિરે ભલો, જિહાં જનમ્યાં તીર્થંકર ત્રિભુવન તિલો,
રાજ પ્રરૂપ્યો જૈન ખરો, શ્રીશાંતિ જિનેશ્વર શાંતિ કરો.—એ આંકણી૦ ૧
સર્વાર્થસિદ્ધ થકીરે ચવી, તવ દેશ નગરમાં શાંતિ હવી,
શાંતિજી નામ દિયો સખરો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૨
વિશ્વસેન પિતા અચિરા રે માયા, જેણે ચૌદ સુપન મોટાંરે પાયાં,
જનમ્યાં તીર્થંકર અમિય ઝરો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૩

છપ્પન કુમારિકા ઉલ્લાસ ઘણો, જેણે જન્મ મહોચ્છવ કર્યો કુમર તણો,
ચોસઠ ઇંદ્ર આવી કળશ ભરે,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૪
ભણાવી બહોતેર કળા, જેણે સહસ્ર ચોસઠ પરણી મહીલા,
છ ખંડ સાધ્યા એણીય પરે,—શ્રી શાંતિજિનેશ્વર શાંતિ કરો૦ ૫
સહસ પંચોતેર વરસ કહ્યાં, ચક્રવર્તિપણે ઘરવાસ રહ્યાં,
પછે મિટાઈ દિયોસઘળો ઝઘડો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૬
એક સહસ પુરૂષ સાથે શિક્ષા, શ્રી જીનવરજીએ લીધી દિક્ષા,
પછે સુર નર આવી પાય પડો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૭
એક માસ લગે છદ્મસ્થ રહ્યાં, શુદિ પોષ નોમે દિન કેવળ લહ્યાં,
ભરણી નક્ષત્ર પ્રભાત ખરે,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૮
પ્રભુએ મોહજાળ સવિ કાપી, ચતુર્વિધ સંઘ તીરથ સ્થાપી,
ચોથો દુઃખમ સુખમ આરે,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૯
બાસઠ સહસ મુનિરાજ થયાં, વળી સહસ નવ્યાસી હુઈ આર્જિયાં,
પ્રભુ તારો ને વળી આપ તરો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૧૦
બે લાખ નેવું સહસ શ્રાવક ગુણી, ૩ લાખ ૮૩ સહસ શ્રાવિકા સૂણી,
ઔર ચતુર્વિધ સંઘ ખરે,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૧૧
ચાર હજાર ઉહિનાણી જતિ, વળી ત્રણસેં હુવા વિપુલમતિ,
નેવું ગણધરનો પાપ હરે,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૧૨
ચાર હજાર ત્રણસે રે કહ્યાં, મુનિ કેવળ લહીને મુક્તિ ગયાં,
છ હજાર મુનિ વૈક્રિય ધરે—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૧૩
ચોત્રીસે વાદી ભારી, વળી આઠસેં ચૌદ પૂરવધારી,
આઠ કરમ શું જાઈ લડો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૧૪
નવ પદવી મોટી રે કહી, જેણે એકણ ભવમાં દોએ લહી,
એસો ભરિયો પુણ્ય ઘડો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૧૫
પા પા લાખ કુમર સાધપણે, વળિ અધલાખ વરસ રાજ્યપણે,
એક લાખ વરસનો સર્વ ઘડો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૧૬

ચાળીસ ધનુષ ઉંચી રે દેહી, વળી હેમવરણી ઉપમારે કહી,
દીઠે દિલ દરિયાવ ઠરો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૧૭

જો નામ ધરાવો શ્રાવક યતિ, તો અનાચાર સેવો રે મતિ,
પરભવથી સેંતી કાંઈ ડરો, શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૧૮

ત્રિવિધે ત્રિવિધે જીવ મતિ રે હણો, એ ઉપદેશ છે જિનરાજ તણો,
માર્ગ બતાવ્યો શુદ્ધ ખરો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૧૯

આ જીવ રાય ને રંક થયો, વળી નરક નિગોદમાં બહુ રે રહ્યો,
રડવડિયો જેમ ગેડિ દડો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૨૦

ચાર ગતિનાં રે દુઃખ કહ્યાં, જીવે અનંતિ અનંતિ વાર લહ્યાં,
પચી રહ્યો જેમ તેલ વડો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૨૧

શ્રદ્ધા સહિત તુમે તાપ તપો, ભવ્ય જીવો સૌ તુમે જાપ જપો,
માર્ગ મળ્યો છે નિપટ ખરો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૨૨

સંથારો એક માસ તણો, સમેત શિખર સિદ્ધ ઠામ ભણો,
નવસેં મુનિ શું મુકિત વરો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૨૩

મૃગ લંછન સેંતિ ધ્યાન રહ્યાં, શ્રી શાંતિ જીનેશ્વર મુકિત ગયાં,
પછે ભેટ દિયો સબી જન્મ મરો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૨૪

તુમ નામ લિયાં સવિ કાજ સરે, તુમ નામે મુકિત મહેલ મળે.
તુમ નામે શુભ ભંડાર ભરો,—શ્રી શાંતિજિનેશ્વર શાંતિ કરો૦ ૨૫

રૂષિ જેમલજીએ એહ વિનતિ કહી, પ્રભુ તોરા ગુણનો પાર નહીં,
મુજ ભવ ભવનાં દુઃખ દૂર કરો,—શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો૦ ૨૬

---

## ★ શ્રી શાંતિનાથ સ્વામીનો છંદ. ★

શારદ માય નમું શિરનામી, હું ગુણ ગાઉં ત્રિભુવનકે સ્વામી;
શાંતિ શાંતિ જપે સબ કોઈ, તે ઘેર શાંતિ સદા સુખ હોઈ. ૧

શાંતિ જપી જે કીજે કામ, સોહી કામ હોવે અભિરામ,
શાંતિ જપી પરદેશ સિધાવે, તે કુશળે કળા લેઇ આવે. ૨

ગર્ભ થકી પ્રભુ મરકી નિવારી, શાંતિજી નામ દિયો હિતકારી,
જે નર શાંતિ તણા ગુણ ગાવે, ઋદ્ધિ અચિંતી તે નર પાવે. ૩
જે નરકું પ્રભુ શાંતિ સહાઇ, તે નરકું કુછ અરતિ નાહીં,
જો કછુ વાંછે સોહી પૂરે, દુઃખ દરિદ્ર મિથ્યા મતિ ચૂરે. ૪
અલખ નિરંજન જ્યોત પ્રકાશી, ઘટ ઘટ અંતરકે પ્રભુ વાસી,
સ્વામી સ્વરૂપ કહ્યું નવિ જાય, કહેતાં મુજ મન અચરજ થાય. ૫
ડાર દિયે સબહી હથિયારા, જીત્યાં મોહ તણાં દળ સારા,
નારી તજી શીવશું રંગ રાચો, રાજ તજ્યો પણ સાહિબ સાચો. ૬
મહા બળવંત કહીજે દેવા, કાયર કુંથું એક હણેવા,
રૂદ્ધિ સગળ પ્રભુ પાસ લહિજે, ભિક્ષાહારી નામ કહીજે. ૭
નિંદક પૂજકકું સમ ભાયક, પણ સેવકકું હે સુખદાયક,
તજી પરિગ્રહ હુવા જગનાયક, નામ અતિથિ સર્વે સિદ્ધિ લાયક. ૮
શત્રુ મિત્ર સમ ચિત્ત ગણીજે, નામ દેવ અરિહંત ભણીજે,
સકળ જીવ હિતવંત કહીજે, સેવક જાણી મહા પદ દીજે. ૯
સાયર જૈસા હોત ગંભીરા, દૂષણ એક ન માંહે શરીરા,
મેરૂ અચળ જિમ અંતર જામી, પણ ન રહે પ્રભુ એકણ ઠામી. ૧૦
લોક કહે જિનજી સબ દેખે, પણ સુપનાંતર કબહુ ન પેખે,
રીસ વિના બાવીસ પરીસા, સેના જીતી તે જગદીશા. ૧૧
માન વિના જગ આણ મનાઈ, માયા વિના શિવશું લય લાઈ,
લોભ વિના ગુણ રાશિ ગ્રહિજે, ભિક્ષુ ભાવે ત્રિગડો સેવિજે, ૧૨
નિર્ગ્રંથપણે શિર છત્ર ધરાવે, નામ યતિ પણ ચમર ઢળાવે,
અભયદાન દાતા સુખ કારણ, આગળ ચક્ર ચાલે અરિદારણ. ૧૩
શ્રીજીનરાજ દયાળ ભણીજે, કર્મ સર્વેકો મૂળ ખણીજે,
ચઉવિહ સંઘ તિરથ થાપે, લચ્છી ઘણી દેખે નવિ આપે. ૧૪
વિનયવંત ભગવંત કહાવે, નાહીં કિસીકું શિશ નમાવે,
અકંચનકો બિરૂદ ધરાવે, પણ સોવન પદ પંકજ ઠાવે. ૧૫
રાગ નહિ પણ સેવક તારે, દ્વેષ નહિ નિગુણા સંઘ વારે,
તજી આરંભ નિજ આતમ ધ્યાવે, શિવ રમણીકો સાથ ચલાવે. ૧૬

તેરો મહિમા અદ્દભુત કહી જે, તેરા ગુણકો પાર ના લીજે,
તું પ્રભુ સમરથ સાહેબ મેરા, હું મન મોહન સેવક તેરા. ૧૭
તુંરે ત્રિલોક તણો પ્રતિપાળ, હુંરે અનાથ ને તુંરે દયાળ,
તું શરણાગત રાખણ ધીરા, તું પ્રભુ તારક છે વડ વીરા. ૧૮
તૂંહી સમો વડ ભાગજ પાયો તો મેરો કાજ ચડયોરે સવાયો.
કર જોડી પ્રભુ વિનવું તમસું, કરો કૃપા જીનવરજી અમશું. ૧૯
જન્મ મરણના ભય નિવારો, ભવ સાગરથી પાર ઉતારો,
**શ્રીહત્થિણાપુર** મંડણ સોહે. ત્યાં શ્રી શાંતિ સદા સદા મન મોહે. ૨૦
**પદ્મસાગર** ગુરૂરાય પસાયા, શ્રી ગુણ સાગર કહે મન ભાયા,
જે નર નારી એક ચિત્તે ગાવે, તે મનવાંછિત નિશ્ચે પાવે. ૨૧

## ● શ્રી ગૌતમ સ્વામીનો છંદ. ●

વીર જિણેશ્વર કેરો શિષ્ય, **ગૌતમ** નામ જપો નિશદિશ,
જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન૦ ૧
ગૌતમ નામે ગિરિવર ચડે, મનવંછિત હેલા સંપડે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ૦ ૨
જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા;
ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ૦ ૩
ગૌતમ નામે નિર્મળકાય. ગૌતમ નામે વાધે આય;
ગૌતમ જિનશાસન શણગાર, ગૌતમ નામે જય જયકાર૦ ૪
શાળ દાળ સુરહા ઘૃત ગોળ, મનવંછિત કાપડ તંબોળ;
ઘરસુઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત૦ ૫
ગૌતમ ઉગ્યો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ;
મ્હોટા મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ૦ ૬
ઘર મયંગળ ઘોડાની જોડ, વારૂ પહોંચે વંછિત કોડ;
મહિયળ માને મ્હોટા રાય, જો તુઠે ગૌતમનાં પાય૦ ૭
ગૌતમ પ્રણમ્યાં પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે;
ગૌતમ નામે નિર્મળ જ્ઞાન. ગૌતમ નામે વાધે વાન૦ ૮
પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ;
કહે **લાવણ્ય સમય** કરજોડ, ગૌતમ તુઠે સંપતિ કોડ૦ ૯

## શ્રી મહાવીર સ્વામીનો છંદ

સેવો વીરને ચિત્તમાં નિત્ય ધારો, અરિ ક્રોધને મનથી દૂર વારો;
સંતોષવૃત્તિ ધરો ચિત્તમાંહિ, રાગ દ્વેષથી દૂર થાઓ ઉચ્છાહિં. ૧
પડયા મોહના પાસમાં જેહ પ્રાણી, શુદ્ધ તત્વની વાત તેણે ન જાણી;
મનુ જન્મ પામી વૃથા કાં ગમો છો, જીનમાર્ગ છંડી ભૂલાં કાં ભમો છો. ૨
અલોભી અમાની નિરાગી તજો છો, સલોભી સમાની સરાગી ભજો છો;
હરિ હરાદિ અન્યથી શું રમો છો, નદી ગંગ મૂકી ગળીમાં પડો છો. ૩
કેઇ દેવ હાથે અસિ ચક્રધારા, કેઈ દેવ ઘાલે ગળે રૂંઢમાળા;
કેઇ દેવ ઉત્સંગે રાખે છે વામા, કેઈ દેવ સાથે રમે વૃંદ રામા. ૪
કેઇ દેવ જપે લેઇ જપમાળા, કેઈ માંસ ભક્ષી મહા વિકરાળા;
કેઇ યોગિણી ભોગિણી ભોગ માગે, કેઈ રૂદ્રાણી છાગનો હોમ માગે. ૫
ઈશા દેવ દેવી તણી આશ રાખે, તદા મુક્તિનાં સુખને કેમ ચાખે;
જદા લોભના થોભનો પાર નાવ્યો, તદા મધનો બિંદુઓ મન્ન ભાવ્યો. ૬
જેહ દેવલાં આપણી આશ રાખે, તેહ પીંડને મન્ન શું લેય ચાખે;
દીનહીનની ભીડ તે કેમ ભાંજે, ફૂટયો ઢોલ હોએ કહો કેમ વાજે. ૭
અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષ દાતા, અલોભી પ્રભુને ભજો વિશ્વખ્યાતા;
રત્ન ચિંતામણી સરિખો એહ સાચો, કલંકી કાચના પીંડ શું મત રાચો. ૮
મંદબુદ્ધિ શું જેહ પ્રાણી કહે છે, સવિધર્મ એકત્વ ભૂલો ભમે છે;
કિહાં સર્ષવા ને કિહાં મેરૂધીરં, કિહાં કાયરાં ને કિહાં શૂરવીરં. ૯
કિહાં સ્વર્ણથાળં કિહાં કુંભખંડ, કિહાં કોદ્રવા ને કિહાં ખીરમંડં;
કિહાં ખીર સિંધુ કિહાં ક્ષારનીરં, કિહાં કામધેનુ કિહાં છાગખીરં. ૧૦
કિહાં સત્યવાચા કિહાં કુડ વાણી, કિહાં રંક નારી કિહાં રાયરાણી;
કિહાં નારકી ને કિહાં દેવ ભોગી, કિહાં ઇંદ્રદેહી કિહાં કુષ્ટ રોગી. ૧૧
કિહાં કર્મઘાતી કિહાં કર્મધારી, નમો **વીરસ્વામી**ભજો અન્યવારી;
જીસી સેજમાં સ્વપ્નથી રાજ્ય પામી, રાચે મંદબુદ્ધિ ધરી જેહ સ્વામી. ૧૨

અસ્થિર સુખ સંસારમાં મન રાચે, તે જના મૂઢમાં શ્રેષ્ટ શું ઇષ્ટ છાજે,
તજો મોહ માયા હરો દંભરોશી, સજો પુણ્ય પોષી ભજો તે અરોશી. ૧૩
ગતિ ચાર સંસાર અસાર પામી, આવ્યો આશ ધારી પ્રભુ પાય સ્વામી,
તુહીં તુહીં પ્રભુ પરમ રાગી, ભવફેરની શૃંખલા મોહ ભાગી. ૧૪
માનીયે વીરજી અરજ છે એક મોરી, દીજે દાસકું સેવના ચરણ તોરી,
પુણ્ય 'ઉદય' હુવો મુઝ આજ મેરો, વિવેકે લહ્યો મેં પ્રભુ દર્શ તેરો. ૧૫

---

## ◇ શ્રી મહાવીર જિન ત્રિભંગી છંદ. ◇

જિનશાસન સ્વામી, અંતરજામી, શિવ ગતિ ગામી સુખકારી,
જગમેં જસવંતા, શ્રીભગવંતા, સુગુણ અનંતા ઉપકારી;
સિદ્ધારથ કુળ આયા, જગત સુહાયા, શુભ પળ જાયા ગુણધારી,
ધન ત્રિશલા નંદન, કુળધ્વજ સ્યંદન, જીન ચરણકી બલિહારી૦ ૧
આસન કંપાયા સુરપતિ આયા, શીશ નમાયા શુભ ભાવે,
વૈક્રિયકી પાસે, મેલી ઉલ્લાસે, લે જીન તાસેં ગિરિ આવે;
તિહાં પ્રભુજીનો મહોચ્છવ કીનો, ફિર મુકી દીનો જ્યાં મહત્તારી,
ધન ત્રિશલા૦ ૨
યુગ વંદણા કરકે નિદ્રા હરકે, સ્તવન ઉચરકે, ઘર જાવે,
ભઇ રવિ ઉગાઈ ભુધવ તાંઇ, દાસી વધાઇ દરસાવે;
નૃપ મહોચ્છવ કીનો દાનજ દીનો, હર્ષિત હૈયો નિહારી-ધન૦ ૩
યૌવન વય માંહી નારી વ્યાહી, અવસર પાહી જોગ ગ્રહે,
તપસ્યા તન તાવે સમ દમ ભાવે, ધ્યાન સુધ્યાવે કષ્ટ સહે,
પ્રભુ ક્ષમા સાગર, જ્ઞાન ઉજાગર, ગુણ રત્નાકર અઘવારી-ધન૦ ૪
શુદ્ધ સંયમ પાળે દૂષણ ટાળે, શિવમગ ચાલે જગ ત્રાતા,
ક્રોધ માન ને માયા, લોભ હઠાયા, મોહ ભગાયા અરિ ઘાતા;
સકળ મન ધ્યાયા કર્મ ખપાયા, કેવળ પાયા જિણવારી- ધન૦ ૫

સુણી નાથ બડાઈ મન અકડાઈ, આયા ચલાઈ પ્રભુ પાસે,
વિસ્મય અતિ પાયા ચિત્ત લજાયા, ગર્વ ગમાયા વીમાસે;
પ્રભુ ભર્મ મિટાયા જિન મગ આયા, સંજમ ઠાયા તિણુસારી,
ધન૦ ૬

પ્રથમ ઇંદ્રભૂતિ, પૂરવધર શ્રુતિ, ત્રિપદી સંચુતિ ફરમાયા,
ગણુધર પદ લીના પરમ પ્રવિના, સમ દમ ભીના તન તાયા;
ચુમ્માળીસેં લારા ગણુધર ઇગ્યારા, ભયે અણુગારા વ્રતધારી. ધન૦ ૭

ચાર તીરથ સ્થાપ્યાં પાપ ઉથાપ્યાં, સુવ્રત આપ્યાં નરનારી,
કોઈ સ્વર્ગ સિધાયા કોઇ શિવ પાયા, શ્રી જિનરાયા હિતકારી;
શૈલેશી ભાવે પ્રભુ શિવ પાવે, જગમેં નાવે અવિકારી-ધન૦ ૮

પ્રભુ અલખ નિરંજન ભવદુ:ખભંજન, ભવિજન રંજન કિરપાળા,
જે શુદ્ધ મન ધ્યાવે દુ:ખ પુલાવે, સુખ ઉપજાવે પ્રતિપાળા;
કહે રૂષિ તિલોકા નિરંતર ધોકા. દેજો શિવ થોકા, ભવ પારી,
ધન૦ ૯

---

## ॥ શ્રી મહાવીર સ્તુતિ ॥

(રાગ-રાખના રમકડાં)

ૐ અર્હં મહાવીર, મહાવીરના નિત ગુણુ ગાવો રે,
વીર પ્રભુનું સ્મરણુ કરીને, ભવસાગર તરી જાવો રે. ૐ અર્હં-ટેક.
રોમે રોમે મહાવીર મહાવીર, નિત નિત ભજીયે ભાવે,
શ્વાસોશ્વાસે મહાવીર ભજીયે, તો મહાવીર ગુણ આવે રે. ૐ અર્હં-૧
હરતાં ફરતાં મહાવીર મહાવીર, મહાવીર ધ્યાન ન છોડો,
ખાતાં પીતાં, ઊઠતાં બેસતાં, મહાવીરથી મન જોડો રે. ૐ અર્હં-૨
વીર પ્રભુનું ધ્યાનજ ધરતાં, આતમ જ્યોતિ જાગે,
આ ભવને પરભવનાં સર્વે, અંતર વેરી ભાગે રે. ૐ અર્હં-૩
**વીર પ્રભુનું** શરણું સાચું, બીજે ક્યાંય ન રાચું,
ગુરુએ એકજ રાહ બતાવ્યો, મહાવીર મારગ સાચો રે. ૐ અર્હં-૪

## ★ શ્રી મહાવીર સ્તુતિ. ★

મહાવીર પ્રભુના નિત્ય ગુણું ગાયા કરો,
આપના તનમન જિનને નમાયા કરો—મહાવીર. ટેક૦
દેવલોકથી ચવી આવીયાં, મહાવીર જેનું નામ છે,
જનતા સહુ ગાઇ રહી. ગુણ જ્ઞાન પારાવાર છે;
મહાવીર, મહાવીર નામ જપ્યા જ કરો.—મહાવીર-૧
માત ત્રિશલા, તાત સિધારથ, પુનિત જેનાં નામ છે,
દશમ સ્વર્ગ થકી ચવ્યા, ક્ષત્રિકુંડ રૂડું ધામ છે;
ભાવિ ભવ્યોનાં ભાગ્ય સવાયાં કરો.—મહાવીર-૨
મહાવીરની સુવાસના, ચહું દિશમાં છાઇ રહી,
ગાતાં મહાવીર નામને, સૌ કર્મ બેડી તૂટે સહી;
એવું જાણી મહાવીર ગુણ ગાયા કરો.—મહાવીર-૩
સૌ જીવને સંસારમાં, એક ધર્મનો આધાર છે,
થાય બેડો પાર, મહાવીર નામનો નિરધાર છે;
રાત દિવસ પ્રભુજીનું ધ્યાન ધરો.—મહાવીર-૪
ધન્ય સુરત શહેર હર્ષાનંદનો ભંડાર છે,
શ્રી વીરના પ્રતાપથી જૈન ધર્મનો જયકાર છે;
ગુરૂ રત્નચંદ્રના ગુણ ગાયા કરો.—મહાવીર-૫

---

## સાગર પાર.

(રાગ—જમનાજીને કાંઠડે મારે જાવું જળ ભરવા)

**મહાવીરસ્વામી** માહરા મારે જાવું સાગર પાર, મુને મારગડો દેખાડ,
આડા કંટક કાંકરા ને કેમ કરી જવાય...મુને-૧ ટેક

ભવસાગરમાં ભમતાં ભમતાં, હજી ન આવ્યો પાર,
રાગ-દ્વેષનાં અનેક બંધન, છુટે ના ભગવાન...મુને-૨

નાવડી મારી મધ દરિયે છે, બેઠી ઝોલા ખાય,
સુકાની થઈને મહાવીર આવો, અમને ઉતારો પાર...સુને–૩
નાવડી મારી ડૂબી રહી છે, સહાય કરો ભગવાન,
આઠ કર્મનો ક્ષય કરી હું, આવું તમારી પાસ...સુને–૪
**મહાવીરસ્વામી** માહરા મારે જાવું સાગર પાર........સુને.

---

## ⊙ મહાવીર નામ. ⊙

**મહાવીર** નામનો હો, મહાવીર નામનો હો એકજ આધાર છે...ટેક.
જીવન સંગ્રામ હો, જીવન સંગ્રામ હો એકજ આધાર છે...૧
તાપે તપેલાંને, મારગમાં ઝાડ છે,
બેસો જવાનો હો (૨) એકજ આધાર છે...૨
કડવી એ લીંબડીમાં, મીઠી એક ડાળ છે,
અમૃત પીવાનો હો (૨) એકજ આધાર છે...૩
દુઃખના દરિયે, સંતજન બેટ છે.
આશ્રય લેવાનો હો (૨) એકજ આધાર છે...૪
રાગને દ્વેષ એ, બંધન બેડી છે,
તેને તોડવાનો હો (૨) એકજ આધાર છે...૫
માયાની જાળમાં, શીદ રાચો છો.
મુક્તિ વરવાનો હો (૨) એકજ આધાર છે...૬
ચાર ગતિનાં દુઃખોથી બચવા,
સંયમ લેવાનો હો (૨) એકજ આધાર છે...૭
સમતા ને સંતોષ મુખ્ય સાધન છે,
તેનાથી તરશો રે હો (૨) એકજ આધાર છે...૮
ખોટા સંસારને છોડો રે દેહને,
સિદ્ધગતિ પામવાનો હો, (૨) એકજ આધાર છે...૯

---

## મહાવીર સ્તુતિ.

(રાગ-ડંકો વાગ્યો લડવૈયા શૂરા જાગજો રે)

શુદ્ધ ભાવે મહાવીર નામ બોલજોરે, નામ બોલજોરે હૃદય ખોલજોરે.
શુદ્ધ ભાવે-ટેક.

મહાવીર નામ બોલતાં શરમાય છે રે, તે તો પાછળથી પસ્તાય છે રે,
પસ્તાય છે રે, ખત્તા ખાય છે રે.... ......શુદ્ધ ભાવે૦ ૧
જેમ ખેતરમાં દાણા વવાય છે રે, તેને પંખીડાં ખાવા જાય છે રે,
કાંકરી નાંખે તરત ઉડી જાય છે રે, ઉડી જાય છે રે (૨)...શુદ્ધ ભાવે૦ ૨
મનુષ્ય રૂપી ખેતર તમે જાણજો રે, સમકિત રૂપી તે બીજને વાવજોરે,
જ્ઞાન ગોફણે કરી ઉડાડજો રે ઉડાડજો રે (૨).....શુદ્ધ ભાવે૦ ૩
દશમા દેવલોકથી પ્રભુ વીર આવીયાંરે, ૭૨ વરસનું આયુષ્ય લાવીયારે,
સાથે ત્રણ જ્ઞાન પ્રભુ લાવીયાં રે, જ્ઞાન લાવીયાંરે (૨)...શુદ્ધ ભાવે૦ ૪
ક્ષત્રીકુંડે મહાવીર સ્વામી જનમ્યારે, માતા ત્રિશલાના કોડ પૂરા કરીયારે,
માતપિતાના કારજ સારીયાંરે, સંયમ ધારીયા રે (૨).. શુદ્ધ ભાવે૦ ૫
વાળુકા નદીમાં કેવળ પામીયાંરે, જન કલ્યાણે પ્રભુ વિચરીયાં રે,
પાવાપૂરીમાં મોક્ષ સિધાવીયાં રે, મોક્ષ સિધાવ્યાંરે (૨)...શુદ્ધ ભાવે૦ ૬

---

## ચેત ચેત નર ચેત !

પરલોકે સુખ પામવા કર સારો સંકેત, હજી બાજી છે હાથમાં,
ચેત ચેત નર ચેત૦ ૧
જોર કરીને જીતવું ખરેખરૂં રણખેત, દુશ્મન છે તુજ દેહમાં ચેત૦ ૨
આફલ રહીશ ગમાર તું ફોગટ થઈશ ફજેત, હવે જરૂર હુશિયાર થઈ ચેત૦ ૩
તન ધન તે તારાં નથી નથી પ્રિયા પરણેત, પાછળ સૌ રહેશે પડ્યાં ચેત૦ ૪
પ્રાણ જશે ત્યાં પિંડથી પિંડ ગણાશે પ્રેત, માટીમાં માટી થશે ચેત૦ ૫
રહ્યાં ન રાણા રાજીયા સુરનરમુનિ સમેત, તું તો તરણા તુલ્ય છે ચેત૦ ૬
રજકણ તારાં રખડશે જેમ રખડતી રેત, પછી નરતન પામીશ ક્યાં ચેત૦ ૭
કાળાં કેશ મટી ગયાં સર્વે બનીયાં શ્વેત, જોબન જોર જતું રહ્યું ચેત૦ ૮
માટે મનમાં સમજીને વિચારીને કર વેંત, ક્યાંથી આવ્યો ક્યાં જવું ચેત૦ ૯
શુભ શિખામણ સમજીને પ્રભુ સાથે કર હેત, અંતે અવિચળ એજ છે ચેત૦ ૧૦

## ◆ પ્રભુ વીરનું વિશાળા નગરીમાં આગમન. ◆

વીર પ્રભુ આવ્યાં રે વિશાલા નગરી મોઝાર..........
મૌન ધરીને રે ફરતાં, ઘર ઘર બાર. વીર પ્રભુ–ટેક.

કસેલી કાયા છે કંચનવરણી, શોભે છે સુંદર છબી મનહરણી,
આકિટ કર દૃષ્ટિ રાખી છે ધરણી; ગજગતિ ચાલે રે,
જગ ગુરૂધીર અણગાર...........................વીર પ્રભુ૦ ૧

ઉચ્ચ નીચ કુળ મધ્યમ ઘરમાં, નરનારી ભોજ–થાળ,
લઈ હાજરમાં: પ્રતિલાભે તોયે નહીં લિયે કરમાં;
યોગ્ય જાણીને રે, પોંચ્યા પુરણ દુવાર....વીર પ્રભુ૦ ૨

મિથ્યાત્વી પુરણ શેઠ તે ટાણે, કુમતિવાસમાં.
અતિ ભરમાણે, જંગમ તીરથ તેહ શું જાણે ?
બોલાવી કહે રે ઘરની વડારણ નાર....વીર પ્રભુ૦ ૩

ભિક્ષુક ઉભો છે ભિક્ષાને કાજે, હોય હાજર તો દેવાને જાજે,
દોડી વડારણ બાકુળાને કાજે, લાવીને દિયે રે;
જાણીને તેને નિરાધાર....................વીર પ્રભુ૦ ૪

કર પસારી લિયે પ્રભુ કરમાં, આપી વડારણ,
ગઇ નિજ ઘરમાં, પારણું કીધું જગગુરૂ ચર્ણમાં;
રાગને દ્વેષ રે આણે નહીં મનમાં લગાર....વીર પ્રભુ૦ ૫

દ્રવ્ય વૃષ્ટિ જલ–પુષ્પની આદે, ગગને ગડગડે દુદુંભી નાદે,
સુર મધુર રસ સરોદય સાદે, જય જય બોલે રે;
છવો છવો દાનના દાતાર...........વીર પ્રભુ૦ ૬

રાય કહે ધન્ય શેઠ અવતારે, દાનેશ્વરી માંહે છો શિરદારે,
દાન દિયો પ્રભુને હિતકારે. પૂરપતિ પૂછે રે:
વ્હોરાવ્યો વીર ને શું આહાર.......વીર પ્રભુ૦ ૭

પુરણ વિચારે ભૂલી ગયો ભાન, લાજ આવી,
હવે કેમ રહેશે માન, કેમ કહેવાયે બાકુળાનું દાન;
કલ્પિત બોલે રે, પુરણ શેઠ તેણીવાર....વીર પ્રભુ૦ ૮

